# સાસુજી

લેખકઃ
ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

પ્રકાશકઃ
"ગુણસુન્દરી" કાર્યાલય,
૧૧૪, ગીરગામ બેક રોડ,
મુંબાઈ, ૪.

[વિ. સ. ૧૯૯૧] મૂલ્ય : રૂ. [illegible] [ઇ. સ.

શ્રી. મધુરિકા મહેતા,

શ્રી. શીલાવતી દરૂ,

શ્રી. પ્રતિમા ધ્રુવ,

ગરબાકલાની ઉપાસક આ ત્રિપુટીને

સસ્નેહ અર્પણ



વાડીવાળાનો બંગલો,
બીસાંટ રોડ,
સાંતાક્રુઝ: ૧૫-૧૨-૧૯૩૪

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# સાસુજી

ઢા નો સમય થયો એટલે જામેલા ગરબા અલ્પ સમય માટે બંધ થયા. વિજળીના રંગબેરંગી દિવાના કાશમાં પોતાના સૌંદર્યને ચારે તરફ વેરતી, જુદા જુદા રંગની ાંધણીથી પોતાના શરીર-સૌંદર્ય અને અભિનયને છુપાવવાના પ્રયત્ન તી હોય તેમ અવયવોને નૃત્ય કરાવતી યુવતીઓ, શ્રમથી ઉત્પન્ન યેલ ... ી ભીંજાએલ રૂમાલોથી લુછતી માથા ઉપરથી

# ત્રણ સુંદર નવલિકા-સંગ્રહ

## લક્ષ્મીની સાડી

યુવાનો અને યુવતીઓને પ્રેરણા પાતી

સામાજીક, હાસ્યરસિક નવલિકાઓ

લેખક: શ્રી. જયકૃષ્ણ વર્મા

મૂલ્ય: ૦-૧૨-૦ પોષ્ટેજ: ૦-૨-૩

☘ ☘ ☘

## ષોડશી

હિંદના વિધવિધ પ્રાંતોના સાહિત્યના શણગાર રૂપ સ્ત્રી-જીવનને સ્પર્શતી સોળ વાર્તાઓ

સંપાદક: શ્રી. યજ્ઞેશ શુક્લ

મૂલ્ય: ૧-૦-૦ પોષ્ટેજ: ૦-૨-૯

☘ ☘ ☘

## અર્ધું અંગ

ગુજરાતી હિન્દુ સમાજની સ્ત્રીઓના




…લતી નવલિકાઓ

લેખક: શ્રી. ર…

મૂલ્ય: ૦-૧૨-૦ પોષ્ટેજ: ૦-૨-૯

☐ ત્રણ પુસ્તકો સાથે લેનારને રૂ. ૨-૮-૦ માં ઘેર બેઠાં ☐

**વ્યવસ્થાપક 'ગુણસુન્દરી",**

**૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ, ૪.**

# સાસુજી

રઢા નો સમય થયો એટલે જામેલા ગરબા અલ્પ સમય માટે બંધ થયા. વિજળીના રંગબેરંગી દિવાના પ્રકાશમાં પોતાના સૌંદર્યને ચારે તરફ વેરતી, જુદા જુદા રંગની બાંધણીથી પોતાના શરીર–સૌંદર્ય અને અભિનયને છુપાવવાના પ્રયત્ન કરતી હોય તેમ અવયવોને નૃત્ય કરાવતી યુવતીઓ, શ્રમથી ઉત્પન્ન થયેલ પ્રસ્વેદને સેંટથી ભીંજાએલ રૂમાલોથી લુછતી, માથા ઉપરથી અને વક્ષઃસ્થળ ઉપરથી સરી પડતા છેડાને સંકેલતી, તેમની આસપાસ ભ્રમર પેઠે ફરતા યુવકો સાથે પોતા પ્રત્યેનું આકર્ષણ વધુ વધુ ઉદ્દિપ્ત થાય એટલા માટે જ બે ચાર શબ્દો બોલી બંધ થઇ જતી, પોતાને અનુકૂળ સ્થાને બેસી જતી હતી.

ગરબાના કુંડાળામાંથી સહેજ આઘે પુરૂષવર્ગ ગોઠવાયો હતો. તેમાંના વૃદ્ધો ગત જુવાનીના પ્રેમપ્રસંગો સંભારી સંતોષ માનતા જણાતા હતા. યુવાનો કોઇપણ બહાને એ ભેદી વર્તુલને ભેદવા યત્ન કરતા હતા અને એ સુંદરીઓની સરભરામાં સ્વાભિમાન છોડી, ગુલામો એકમેકમાં પોતાના માલીકને ખુશ કરવાને સ્પર્ધા કરે તેવી સ્પર્ધા કરવાના યત્નમાં મશગૂલ બની ગયા હતા.

સૌંદર્યભરી સુંદરીઓના જુથમાં પણ પોતાના સૌંદર્યથી ઉચ્ચ સ્થાન લઇ શકે એવી, પીળી બાંધણીમાં સજ્જ થયેલ યુવતી, બીજી યુવતીઓથી જરા છુટી પડી પાસેના પગથીઆં ઉપર બેઠી.

બે ત્રણ યુવકો તેના સાનિધ્યમાં રહેવાથી પોતે કૃતાર્થ થશે એવી માન્યતાથી તેની પાસે આવ્યા પણ એ પીળી બાંધણીએ, મધુ-મક્ષિકાઓની રાણી જે સત્તાથી નરમક્ષિકાઓને દૂર હાંકી કાઢે તે સત્તાથી તેમને પાછા કાઢયા. ગરબા ગવડાવવાથી અને તેમાં ફરવાથી તે શ્રમિત થયેલ જણાતી હતી. પરંતુ યુવાનો જતાં ત્રણ ચાર યુવતીઓ તેની આસપાસ ટોળે મળી પગથીઆં ઉપર વીંટાઇ વળી. જેઓને વિધિએ જ આજન્મ અધિકારી નિર્મેલ છે તેમને સેવકગ-ણની ખોટ પડતી જ નથી. બે સેવકોને હાંકી કાઢે તો બાવીસ આવી મળે !

પીળી બાંધણીએ પોતાના કોમળ કર વડે લીલી બાંધણીના લલાટ ઉપર આવેલ કાળી ભમર લટને ખસેડતાં ટહુકો કર્યો: " કેમ લીલાવતી ! બહુ મોડાં આવ્યાં ? પતિજીના પાશમાંથી છુટવાની ઇચ્છા થતી નહતી ! "

ગુલાબી બાંધણીએ પીળી બાંધણીની દેખીતી ખુશામત કરતા અવાજે, પીળી બાંધણીના કદળીસ્થંભ સરખા પગને સ્પર્શી કહ્યું: " પન્ના બહેન ! એમને કૈં અમારી માફક એકલે હાથે જ કામ કરવાનું થોડું છે ! ઘરમાં સાસુ બેઠાં છે પછી એમને ચિંતા શેની અને વાર થાય શાની ? "

લીલી બાંધણીની ભ્રકુટિ ચઢી. તેણે સહેજ વદન મચડયું અને પછી સ્મિત કરતાં કહ્યું. " હા, બહેન, હા, તમે સુખી છો એટલે અમારા જેવાંની મશ્કરી કરો. ઘરમાં ચોવીસે કલાક કાળકામાતા હાજર હોય તેમાં સુખ મળતું હોય તો હું સુખી છું. "

પીળી બાંધણી ગુલાબી બાંધણીનો કાન સ્નેહથી પકડી ટહુકી " પણ મોડું શાથી થયું એ તો કહો ! સાસુજીએ વાસણ માંજ બેસાર્યાં હતાં ? "

લીલી બાંધણીએ કટાક્ષમાં કહ્યું. "નારે ના, વાસણ માંજવા નહોતી બેસારી. સાસુજી મારા પગ ચાંપતાં હતાં તેથી મને જરા મોડું થયું. કમબખ્ત ડોશીથી કોણ જાણે ક્યારે ય છુટીશ ?" આટલું કહેતાં કહેતાં તો તેની આંખમાંથી એક અશ્રુબિંદુ સરી પડયું અને આરસના ખંડ સરખા કપોલ ઉપર અલ્પ સમય ટકી રહી, લીલાં તસતસતાં બ્લાઉઝની કરચલીમાં વિરામ પામ્યું.

લાલ બાંધણીએ લીલી બાંધણીના વાંસામાં હેતથી મુકકો માર્યો અને કહ્યું. "લીલા બહેન, તમે મારાં ભાભુજીને જોયાં નથી ત્યાં સુધી તમારી જાતને દુઃખી ગણો છો–નરી ભાડભૂંજીનો અવતાર છે !"

કાળી બાંધણી આશ્ચર્યથી કકળી ઉઠી: "લતા બહેન ! તમે શું બોલો છો ? તમે તો સુધારાને શિખરે પહોંચેલ ! તમે ગ્રેજ્યુએટ, તમારાં સાસુ પણ ગ્રેજ્યુએટ અને તમે આમ બોલો તે કેં મનાય!"

લાલ બાંધણી લાલિત્યથી બોલી: "કલિકા ! હજી તું કુંવારી છે એટલે તને આ બધી બકરકુદી સુઝે છે. પણ મારૂં માને તો બીજી ગમે તેવી સાસુ લેજે પણ ગ્રેજ્યુએટ સાસુ નહીં શોધતી. વધુ ભણેલાં તો વધુ રીબાવી રીબાવીને મારે !"

પીળી બાંધણી ગુંજી ઉઠી: "અને–અને માર મારે તે એવો કે પરણ્યો કંથ પણ કળી શકે નહીં ! કેમ ખરૂં ને ? લતા ! હાહાહા !" પન્નાના હાસ્યે પવનમાં પરાગ વેર્યો.

સફેદ બાંધણી: "અને લતા બહેન ! અભણ સાસુ તો આપણા જેવી ભણેલી વહુઓને પાટલે બેસાડીને પૂજતી હશે ખરૂં ને ? મને મળી છે તેવી અભણ સાસુ તમને મળી હોત તો જ ખબર પડત. સુધરેલાં મહેણાં ખમવાં સહેલાં પણ ચોખ્ખી અને ચટ ગાળ દે ત્યારે તો આખાં ને આખાં સળગી ઉઠીએ છીએ."

કાળી બાંધણીએ કલરવ આરંભ્યો: "લતાબહેન ગ્રેજ્યુએટ

સાસુની સામાં બોલે છે. સુવર્ણા અભણ સાસુના નામનું રડે છે અને લીલાવતી નહીં ભણેલ તેમ જ નહીં અભણ એવી અધકચરી સાસુને વગોવે છે. એટલે મારે હવે શું કરવું ?"

પીળી બાંધણીએ કાળી બાંધણીને વહાલથી મુખ ઉપર ચુંબન અર્પ્યું અને કહ્યું. "કલિકા ! તારે સાસુ વગરનું જ સાસરૂં શોધવું."

ગુલાબી બાંધણી બોલી ઉઠી: "ના રે, પન્ના બહેન, ના ! તમેય એને શું ખાડામાં નાંખો છો ! મારે સાસુ નથી તે હું જાણું છું ને કેટલી વીશીએ સો થાય છે ! સસરા, નાના દિયેરો, નાની નણંદો વગેરેનું બધાયનું મારે કરવાનું રહ્યું એના કરતાં તો બાપજી, ડાકણ જેવી પણ સાસુ હોય તો સારી !"

કાળી બાંધણીએ પ્રશ્ન પુછયો: "પણ લતાબહેન ! તમારા ધણીજી શું કરે છે ? માને સમજાવી ન શકે ?"

લાલ બાંધણી: "હજામપટ્ટી કરે છે ! એ ભણ્યા છે પણ ગણ્યા નથી અને સાસુજી ભણેલાંય છે અને ગણેલાંય છે. દિકરાને પાલવને છેડે ને છેડેજ ફેરવે છે. અને તેમાંય દિકરો માત્ર બી. એ. ત્યારે સાસુજી તો એમ. એ. છે અને ભાષણકર્તા છે એટલે પછી પુછવું જ શું !"

કાળી બાંધણી: "હં અં અં, હવે સમજી. ભણેલો ધણી અને ભણેલી સાસુ એ નકામાં ! ઠીકક, લીલાબહેન, તમારા ધણી તો એમની માના કરતાં વધારે ભણેલા છે અને સુવર્ણાની સાસુ તો છેક જ અભણ છે તો પછી તમારા પતિજીઓ શી પ્રવૃત્તિ આદરી બેઠા છે ?"

લીલી બાંધણીએ પતિજીની વાત નીકળતાં કટાણું મોં કર્યું અને કહ્યું. "વાત જ જવા દે ને, કલિકા ! ધણી ભણેલા તેમાં

શું થયું–હિંમત જોઇએ ને ? અને માણસ કાં તો છેક અભણ હોય તે સારૂં અને કાં તો પૂરૂં ભણેલ હોય તે સારૂં. અમારાં નસીબે તો અધકચરૂં પડેલ છે. એનાથી તો ભગવાન–તોબા ! ”

સફેદ બાંધણી આથી છંછણી પડીઃ “ તમે એકાદ વખત અમારાં પૂરેપૂરાં અભણ સાસુજીની જીભ ચાલતી હોય ત્યારે આવો અને પછી બોલો. ડુંગરા દૂરથી રળીયામણા જ હોય ! ”

એટલામાં લાલ બાંધણીનાં સાસુએ એ તરફ આવીને મૃદુતાથી કહ્યું. “ લતા ! જરા આમ આવોને; બુચો બહુ રડે છે. ”

લાલ બાંધણી, આળસ મરડી, મુખ ઉપર કંટાળો લાવી ઉભી થઇ અને સાસુ સાથે ચાલી ગઇ.

સાસુ–વહુ જતાં હતાં તે પ્રત્યે ક્ષણભર લીલી બાંધણી નિરખી રહી અને પછી બોલી. “ આવી સાસુ મારે હોય તો હું તો રોજ સવારે એની પૂજા કરૂં–એવી ભલી બાઇ છે ! ”

સફેદ બાંધણીઃ “ લતાબહેનનાં બન્ને છોકરાંને હાથ પર અને હાથ પર રાખે છે પણ આને એના ગુણપાડ વસતા નથી. ”

કાળી બાંધણી હાથની આંગળીઓના ટાચકા ફોડી, તોફાની હાસ્યથી બોલી, “ જણવું પોતે અને ઉછેરે બીજાં ! ”

પીળી બાંધણીએ હેતથી પોતાના કર વડે એ તોફાની તરૂણીનું મુખ બંધ કર્યું અને કહ્યું: “ કેમ, બહુ બોલે છે કે ? કુંવારાંઓને વળી એવી બાબતમાં બોલવાનું હોય કે ? ”

એવામાં સફેદ બાંધણીનો પતિ દૂર ઉભો ઉભો સફેદ બાંધણીને બોલાવવાને આંખ અને હાથની ચેષ્ટાથી સંદેશાઓ મોકલતો જણાયો.

“ સહેજ અહિં બેઠી તેય પતિજીથી અને સાસુજીથી સંખાયુ

નહિ, ચાલો, સાહેબજી, મળશું. ” આટલું બોલી સફેદ બાંધણી વિજળી પેઠે નૃત્ય કરતી પતિ તરફ પ્રયાણ કરી ગઇ.

“ અભણ–અભણ કહીને સાસુને જ્યાં ત્યાં વગોવ્યા કરે છે પણ એ બિચારી ભઠીયારીની પેઠે ઘેર બાફણાં બાફે છે, ઘરનું આખું કામ માથે ઉઠાવે છે, છતાં ય ધણી ધણીયાણીને એ ગરીબડીની દયા નથી આવતી. ” લીલી બાંધણી બોલી.

“ એ બિચારો છે જ જરા અરધ પાંસળી. ” કાળી બાંધણી બોલી.

“ ભાઇસાબ, સાચું કહું ? ” ગુલાબી બાંધણી બોલી. “ એને તો મોટા ઘરની ભણેલી વહુ મળી છે એટલે વહુને હાથે આટલું દુઃખ ખમ્યા છતાં એ વહુની ગુલાસડી થઇને રહે છે. ”

“ ચાલો, સાહેબજી, હવે હું તો રોકાવાની નથી. ” લીલી બાંધણી ઉઠતાં ઉઠતાં બોલી. “ અહિં તો સાસુજી છે એટલે થોડાં સ્વતંત્ર છીએ ? ”

એના ગયા પછી ગુલાબી બાંધણીએ કહ્યું. “ સાસુ બિચારી લગભગ અશક્ત છે છતાં આ વહુ એને પોતાની સાથે રાખતી નથી. પોતાની ગરજે આ ગામમાં આવે ત્યારે સાસુની સાથે રહે, અને કેમ જાણે હોટેલમાં આવીને ઉતર્યાં હોય એમ વરવહુ ઘરમાં વરતે. ”

“ હું બધું ય જાણું છું—” કાળી બાંધણી ફક્ડી ઉઠી.

“ પાછી બોલી કે ? ” પીળી બાંધણીએ કહ્યું.

“ હા, પન્નાબહેન, હું તો બોલવાની. ” કાળી બાંધણી બોલી “ એ તો ઠીક છે કે ડોસા બધા રૂપિયા દીકરાને આપતા નથી ગયા અને ડોશીના નામ ઉપર થોડા મુકી ગયા છે. બાકી ડોશી ભીખ માગત ભીખ ! અને પાછી લીલાવતી સતી થવા નીકળે છે ! ”

ન્હાનો કાર્યક્રમ પૂરો થયો. સુંદરીવૃંદને ગરબા પુનઃ શરૂ કરવા યુવકસંડળમાંથી નમ્ર છતાં ય આગ્રહભરી યાચનાઓ થવા લાગી. ગુલાબી બાંધણી અને કાળી બાંધણી બન્ને ઉત્સાહથી ઉભાં થઇ ગયાં અને વર્તુળ બનવા માંડયું હતું તેમાં ભરાઇ ગયાં.

જતાં જતાં બન્ને યુવતીઓ બોલતી ગઇ " તમે પન્નાબ્હેન ! નથી ઉઠતાં ? "

ગરબો શરૂ થયો. યુવકસંડળની દૃષ્ટિ મદભર્યાં વર્તુલને નિરખવામાં ગુંથાઇ ગઇ. વૃદ્ધ સ્ત્રીઓ વિવિધ વાતોમાં પડી. પીળી બાંધણી એકલ અને અજોડ પગથીઆં ઉપર બેસી રહી. તેના કમળ સરખા મુખ ઉપર જરા સરખું સ્મિત હતું, તેની સરોવર સમી આંખોમાં વિચારનું ઉંડાણ હતું. નારસીસસની પેઠે પીળી બાંધણીથી વીંટાયેલ, સૌંદર્યની વેલ સમી પન્ના પોતાના સૌંદર્ય ઉપર મુગ્ધ બની મૌન ધારણ કરીને બેસી રહી.

---

# છબી પડી !

રાતના ત્રણેક વાગ્યા હતા. શેરીમાં ગૂઢ શાંતિ પ્રસરી રહી હતી. પૂર્ણિમા પોતાનો મીઠો, દુઃખભર્યો પ્રકાશ તે શેરી ઉપર રેલી રહી હતી. ઘડીકમાં ડાંડીઆની ડુગડુગીનો અને ઘડીકમાં વાજાં-ઓનો ધ્વનિ, દૂર દૂર સંભળાતો, વાતાવરણને દુઃખભરી મીઠાશવાળું બનાવતો હતો. જયંતકુમારના ઘરમાં તે રાતે તેની સત્તરેક વર્ષની પુત્રી ઈંદુબાલાના આગ્રહથી ગરબા રાખવામાં આવ્યા હતા. નવ સાડા નવે શરૂ થયેલ ગરબા છેક બે સવા બેએ બંધ થયા. એટલે ઘરમાં બધાં મનુષ્યો અઢીએક વાગ્યે સુવા વીખરાયાં હતાં. જયંતકુમાર તેમજ તેની પત્ની વનવેલી ઉભયનો બાલપણનો સ્નેહી ધનવંત ' મોડી રાતે હું ઘેર નથી જતો, અહિં જ પડી રહીશ ' એમ કહીને જયંત અને વનવેલીના આગ્રહથી, જે ખંડમાં ગરબા થયા હતા તે ખંડમાં જ, બાજુએ પથારી નાખી સુતો હતો. વનવેલી તેની બાજુના જ ઓરડામાં સુતી. જયંત જરા આઘેના કઠેરામાં, વધુ પવન આવશે એમ ધારીને સુવા ગયો.

આશરે પચાસેક વર્ષનો છતાં હજી માણસો તેને પાંત્રીશેકનો ધારતાં એવી ધનવંતની મોહક આકૃતિ હતી. સપ્રમાણ સ્નાયુબદ્ધ શરીરનો જણાતો છતાં તેનામાં કોમળતા હતી અને તેની દરેક ક્રિયામાં સુંદર સ્ત્રીની નાજુકતા હતી. તેનું સાંસારિક જીવન અમુક રીતે કથળી ગયું હતું. અનેક દિશામાં કુશળ છતાં, જગતની દ્રષ્ટિ

એ એ અકુશળ અને અવ્યવહારૂ જણાયો, એટલે તેને નોકરીમાં ખાસ વિજય મળ્યો નહિ; પણ તેનો એને ખેદ થતો હોય તેમ જણાતું નહિ. બહુ મોડો પરણ્યો. પરિણિત અવસ્થામાં ત્રણ ચાર વર્ષ ગાળ્યાં એટલામાં પંદર દિવસની પુત્રી મુકીને પત્ની મરણ પામી. ઘરમાં વિધવા માતા એ પુત્રીને ઉછેરનાર હતી, એટલે એને ખાસ મુશ્કેલી જણાઇ નહિ. સ્વભાવે બહુ જ લાગણીભર્યો અને વિષાદ અને કુસંપથી તેનું હૈયું બહુ ડરતું એટલે ઘણાના આગ્રહ છતાં એ ફરીથી પરણ્યો જ નહિ—પરણવાની એની હિંમત જ ચાલી નહિ. એમેચ્યોર અભિનય, સંગીત, વગેરે લલિત કલાઓનો વિકાસ સાધવામાં, જે શકિતઓ તેને જગતની આર્થિક દ્રષ્ટિએ વિજય અપાવી શકી નહિ તે શકિતઓ અને પોતાનું શાંત વહે જતું જીવન તે વાપરતો જતો હતો. આવાં કાર્યોમાં, અસલથી જ પૈસાદાર પણ ઘણો સાદો, એકમાર્ગી, વિરકત ફીલસુફ જેવો તેનો મિત્ર જયંત અને રસીયણ, સ્નેહાળ તેની સખી વનવેલી બહુ સહાય આપતાં.

જે ખંડમાં પોતે સુતો હતો તે જ ખંડમાં ચાર પાંચ કલાક ગરબાની ધૂન મચી રહી હતી. યૌવનની મદભરી સુંદરતા નૃત્ય કરી રહી હતી તે જ ખંડમાં પોતાને સુવાનું થયું એટલે એનું ઘેન ધનવંતને ચઢયું. ગરબા નિમિત્તે ખંડમાં કરેલ શણગાર, સંગીત અને નૃત્યથી મસ્ત થયેલ યુવતીઓની વેણીમાંથી વિખુટાં પડેલ જુદાં જુદાં પ્રકારનાં પુષ્પોની ફોરમ અને યુવાવસ્થાએ હીંચતી એ યુવતીઓની લાલિત્યભરી આકૃતિઓનાં અસ્પષ્ટ સ્મરણોએ આ કલાકારની નિદ્રાનો નાશ કર્યો હતો. ઉન્નત પ્રેમથી મત્ત થયેલ હૈયું આ સર્વને પરિણામે ઝીણી, મીઠી વેદના અનુભવી રહ્યું હતું.

નિદ્રા લાવવાનો યત્ન કરતાં કરતાં ધનવંત પથારીમાં પડખાં બદલ્યા કરતો હતો એટલામાં બારીમાંથી આવતા ચંદ્રિકાના પ્રકાશમાં તેણે પવનની લહરીથી કાંઇક શ્વેત વસ્તુ હાલતી જોઇ. ધારીને જોયું

તો કોઇ યુવતીએ પાડી નાખેલ રૂમાલ જણાયો. કોઇ પણ પ્રકારની ખાસ ઊર્મિ સિવાય તેણે લાંબો હાથ કરીને રૂમાલ લીધો. તેવી જ તટસ્થ વૃત્તિથી તેણે તે સૂક્ષ્મતાથી તપાસ્યો તો તેને જણાયું કે એ રૂમાલ વનવેલીની પુત્રી ઇંદુબાલાનો હતો.

રૂમાલ મુખની પાસે આવતાં તેમાંથી અત્તર, વેણીનાં ફુલ અને તંદુરસ્ત, યૌવનાંકિત અકલુષિત અંગમાંથી અતિપરિશ્રમને લઇને ઉત્પન્ન થયેલ પ્રસ્વેદ મિશ્રિત સુગંધથી ધનવંતના હૃદયના અનેક કોમળ તાર ઝણઝણી ઉઠયા. છેલ્લા કેટલાએક કલાક સતત રચાયેલ મસ્ત વાતાવરણને અંતે આ રૂમાલનો પ્રસંગ બન્યો એટલે હૈયામાં ઊર્મિઓની ભરતી આવી. સ્વાભાવિક રીતે જ મનુષ્ય લાગણીપ્રધાન પ્રાણી છે; પરંતુ કોઇ પણ વસ્તુ કે પ્રસંગ દરેક મનુષ્ય ઉપર સરખી અસર કરતાં નથી. અન્યને ક્ષુદ્ર લાગતાં વસ્તુ કે પ્રસંગથી અમુક મનુષ્ય દિવાના જેવો બની જાય છે.

આ રૂમાલ અને તેમાંથી ઉડતી ફોરમથી ધનવંતના હૃદયને તેમજ અંગને તીવ્ર અસર થઇ. જાતિશાસ્ત્રની દ્રષ્ટિએ ગણાતા આનંદના ઓઘ તેણે અનુભવ્યા. પણ આરંભમાં, આ અસરને ધનવંતે નિદ્રાના આગમનના ચિહ્ન તરીકે ગણી અને તકીયા ઉપર મસ્તક મુકી નિદ્રા લેવાની તૈયારી કરી. તે ક્રિયા કરતાં હાથમાંનો રૂમાલ સરકીને તકીયા ઉપર જ રહ્યો અને ધનવંતનું મુખ પણ ત્યાં જ આવ્યું. પુનઃ રૂમાલમાં રહેલ ફોરમે હુમલો કર્યો અને પોતાને ચઢેલું ઘેન નિદ્રાનું નથી એ વસ્તુસ્થિતિ ધનવંત સમજી ગયો. હૈયું ઝોલે ચઢયું. વર્ષોથી મૃતવત્ સ્થિતિમાં પડી રહેલ પ્રસંગ પુનર્જીવન ધારણ કરી તેના મગજમાં ઘુમવા લાગ્યો.

ઘડીભર ધનવંતને થયું: " રૂમાલ તો ઇંદુનો—ફેંકી દઉં? " પણ તે ક્ષણે તેનામાં બુદ્ધિ કરતાં હૃદય વધુ બલવતર હતું, એટલે

રૂમાલ ફેંકાયો નહિ. એ રૂમાલ ઇંદુનો નહિ, પણ જે બાલ્યસખીને આજે તે ચાળીશ ચાળીશ વર્ષથી અમુક અફલાતુની સ્નેહથી ચાહતો હતો તે સ્ત્રીના આત્મા અને અંગના એક અંશનો જ છે એ સત્ય તેની સમક્ષ ખડું થયું. તેની પાછળ અસ્પષ્ટ પણ વેગવાન વિચારોની થોડી પરંપરા અને પછી સહસા—બત્રીશ વર્ષ પહેલાં બનેલ પ્રસંગ તેની નગ્ન તીવ્રતામાં તેની સૂક્ષ્મ દ્રષ્ટિ સમ્મુખ ખડો થઇ ગયો.

આજે જામી હતી તેવી જ બત્રીસ વર્ષ પહેલાં તે રાતે પૂર્ણિમા જામી રહી હતી. આજે જેવાં મદભર્યાં સંગીત અને નૃત્ય તેણે ઝીલ્યાં હતાં તેવાં જ મસ્ત સંગીત અને નૃત્યથી તે સમયે તે દિવાનો બન્યો હતો. આજે સત્તર વર્ષની વયે ઇંદુબાલામાં જે લાવણ્ય ઉભરાતું હતું, તેની જે આકર્ષક આકૃતિ હતી, તેના કંઠમાંથી જે અમિ ઝરતું હતું અને અંગનૃત્યમાં જે કોડીલાપણું હતું તે જ પ્રકારનું લાવણ્ય વનવેલીમાં આજે બત્રીશ વર્ષ પહેલાં છલકાતું હતું. તેની આકૃતિમાં તે જ પ્રકારની આકર્ષકતા હતી, તેના કંઠમાંથી પણ તેવું જ અમિ ઝરતું હતું અને તેના અંગનૃત્યમાં તેવા જ પ્રકારનું કોડીલાપણું તરવરતું હતું. વનવેલી પણ તે સમયે સત્તરેક વર્ષની જ હતી.



બત્રીશ વર્ષ પહેલાં કોઇકને ત્યાં ગરબા હતા. તે સમયે પણ વનવેલી, જયંત અને ધનવંત મિત્રો હતાં—સ્નેહી હતાં. તે સમયે જયંત એક વાર પરણેલો, પણ એકાદ વર્ષમાં જ પત્ની મૃત્યુ પામવાથી વિધુર હતો અને વનવેલી જોડેના તેના વિવાહ તરતના જ થયેલા. વનવેલી અને જયંત ઉભયનાં કુટુંબ પૈસાપાત્ર એટલે સ્વાભાવિક રીતે જ ધનવંત ઉમેદવાર હતો છતાં જયંત જ જીત્યો ! પ્રિયા થવાને બદલે વનવેલી જીવનપર્યંત મિત્ર જ રહેશે એની ખાત્રી થતાં ધનવંતને અસહ્ય વેદના થઇ, પણ તે કિસ્મતના દાવ અને ઘાવ સ્વાસ્થ્યથી ખમી શકે તેવો હતો.

જે સ્થળે ગરબા હતા તે સ્થળ વનવેલીના ઘરથી આઘે હતું. અમુક નજીવા કારણને લઇને વનવેલીને ત્યાંથી કોઇ પુરૂષ ત્યાં ગયેલ નહિ, તેમજ જયંત પણ નહિ જઇ શક્યો. વનવેલીના મત્ત સંગીતથી અને સૌંદર્યઝરતી દેહલતાના ડોલનથી સર્વ મનુષ્યો મુગ્ધ થઇ ગયાં, તો ધનવંત ઉન્મત્ત થઇ જાય એમાં નવાઇ શી ? બે વાગ્યે ગરબા બંધ થયા. ધનવંત વનવેલીને મુકી આવવા નીકળ્યો.

માર્ગમાં ધીમે ધીમે, ગરબામાંથી છુટાં થયેલ સ્ત્રીપુરૂષો અને યુવકયુવતીઓ પોતપોતાને રસ્તે ચાલ્યાં ગયાં અને વનવેલી અને ધનવંત બે એકલાં જ રહ્યાં. અન્ય મનુષ્યો સાથે હતાં ત્યાં સુધી ઉભય હસીહસીને પોતપોતાનામાં વાર્તાલાપ કરી રહ્યાં હતાં, એટલું જ નહિ પણ બીજાંઓ સાથે પણ છુટથી તડાકા માર્યે જતાં હતાં, પરંતુ એકલાં પડયાં કે તરત જ વનવેલીની જીભ બંધ થઇ ગઇ. વનવેલીના વિવાહ જયંત સાથે નક્કી થયા તે પછી એકાંતમાં બન્નેને મળવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

બન્નેના હૃદયમાં બળતરા હતી, અસંતોષ હતો, કિસ્મતના ફરમાન સામે બંડવૃત્તિ હતી. આ પ્રસંગ ઉભો નહિ થયો હોત તો કદાચ આ બળતરા, આ અસંતોષ અને આ બંડવૃત્તિ પોષણ વિના એમના એમ સુકાઇ ગયાં હોત. નિર્જન માર્ગમાં ચાલતાં બે જણાં બુદ્ધિની પ્રેરણાથી દૂર દૂર ચાલવાનો પ્રયત્ન કરતાં હતાં, પણ હૃદય એમને પાસે ને પાસે આવવાની પ્રેરણા પાયા કરતું હતું. વચમાં ધનવંતનું ઘર આવ્યું. તે સમયે તે ઘરમાં ધનવંત એકલો જ હતો. ઘર આવતાં વનવેલીને ઠોકર વાગી. ધનવંત પકડીને બચાવે તે પહેલાં વનવેલી પડી. એક પગ ઉપર ભાર આવી જવાથી તેને આંચકો આવી ગયો હતો છતાં તે પોતાની મેળે જ ઉઠીને ઉભી થઇ જાત, પણ તેમ થઇ શકે તે પહેલાં ધનવંતે તેને પકડી લીધી અને ઉઠાડી.

"શાથી પડી ? શાથી પડયાં ? બહુ વાગ્યું તો નથી ને ?" ધનવંતે ચિંતાતુર હૃદયે પુછ્યું, પુછતાં પુછતાં, પકડેલી વનવેલીને છોડી શકાઇ નહિ.

"ના ના, બહુ નથી વાગ્યું, પણ–" વનવેલી નીચું જોઇ બોલી. "પણ આ પગને સહેજ આંચકો લાગ્યો છે."

"આવે છે ? આવો છે–જરા મારે ઘેર પાંચ મીનીટ બેસો, પછી જઇએ." ધનવંત બોલ્યો.

"અં–અં–ઠીકઇકઇક, એમ કરીએ," વનવેલી ધીમેથી બોલી.

બન્ને ધનવંતના ઘરમાં ગયાં. ધનવંતે અંધારાંમાં દીવાસળી શોધવા માંડી. વનવેલીએ તે શોધવામાં મદદ કરવા માંડી.

'તમે બેસી જાઓ, હું શોધી કાઢીશ' ધનવંત બોલ્યો. છતાં વનવેલી બેઠી નહિ એટલે ધનવંતે બે હાથે એને પકડીને એક સોફા ઉપર બેસાડવા માંડી. માર્ગમાં થયો હતો એના કરતાં આ વેળા વધુ અંગસ્પર્શ થયો. ઉભય કંપી ઉઠયાં. પકડીને બેસાડવામાં જે કાલક્ષેપ થવો જોઇએ તેના કરતાં વધુ કાલક્ષેપ થયો અને અંતે વનવેલી સોફા ઉપર બેઠી. ધનવંતે કાંઇક ધ્રુજતે અંગે દીવાસળી શોધી કાઢી અને ફાનસ સળગાવ્યું. સળગાવીને તેણે તે જરા આઘે ટેબલ ઉપર મુકયું.

ગરબાના શ્રમથી, માર્ગમાં પડી જવાથી અને હૈયાંમાંની ઉર્મિઓના આવેગથી વનવેલીના ગૌર મુખ ઉપર લાલાશ ચઢી આવી હતી. લલાટ અને કપોલ ઉપર કેશની બેત્રણ લટ સ્વચ્છંદે વિહરતી હતી. વક્ષઃસ્થલ ઉપરથી ઝીણા સાળુનો છેડો ખસી ગયો હતો તેને પાછો સુવ્યવસ્થિત ગોઠવવાની વનવેલીમાં શક્તિ રહી ન હતી કે પછી તેમ કરવાની તેનામાં ઇચ્છા પણ ન હતી. તસતસતા કમખામાંથી દ્રઢ છતાં કોમળ સ્તનયુગલ હૈયાનો કંપ સ્પષ્ટ સૂચવતા

હતાં. ચુસ્ત કસખો અને કટિ ઉપરનાં વસ્ત્રની વચ્ચેના ઉરપ્રદેશનો અમુક ભાગ ઘડીકમાં દેખાતો, ઘડીકમાં સાળુની નીચે ઢંકાઇ જતો હતો.

ફાનસના ઝાંખા પ્રકાશમાં, ધનવંતની ભુખી આંખે વનવેલીની સુંદરતા નિરખી. વનવેલીના સુંદર શરીરે સંજોગોના બલથી, અધિકતર સૌંદર્ય પ્રાપ્ત કર્યું હતું એમ ધનવંતની દ્રષ્ટિએ જણાયું. તે જ સંજોગને લઇને ધનવંતની ફક્કડ આકૃતિ વનવેલીની તૃષાતૂર આંખે વધુ આકર્ષક લાગી.

' કે–એમ, હવે પગને કેમ લાગે છે ? ' અવાજને સ્થિર રાખવાનો મિથ્યા યત્ન કરતો ધનવંત બોલ્યો: વનવેલી ઉત્તર આપે તે પહેલાં ધનવંત સોફા આગળ ગયો અને વનવેલીથી સહેજ અંતરે બેઠો.

' જુઓ તો ખરાં, પગ છોલાયો તો નથી ને ? ' ધનવંતે પુછ્યું. વનવેલીએ સાળુ ઉંચો કરીને પગનું ઢીંચણ તપાસવા માંડ્યું. તે સમયે ધનવંતે પોતાની દ્રષ્ટિ સંકેલી લેવાનો બલપૂર્વક યત્ન કર્યો, પણ દ્રષ્ટિ તેના મગજની આજ્ઞા માનવા તૈયાર થઇ નહિ. ઘુંટીથી ઢીંચણ સુધીનો નગ્ન પગ એ દ્રષ્ટિ અનિમિષ જોઇ રહી. ઘુંટણ ઉપર સહેજ લોહી નીકળ્યું હતું.

' ના ના કહે છે અને લોહી તો નીકળ્યું છે, કોલનવૉટર ચોપડી દઉં. ' ધનવંત બોલ્યો.

' ના, મારે નથી ચોપડવું, બળે એ. તો. ' ધનવંતની આંખોને અળગી રાખવાનો યત્ન કરતી વનવેલી બોલી.

' તે નહિ ચાલે. પાકી ઉઠે, હું લઇ આવું છું. ' કહીને ધનવંત ગયો અને કોલનવૉટર લઇને પાછો આવ્યો.



ચિત્રકાર : ] "કે...એમ, હવે પગને કેમ લાગે છે ?" [ શ્રી. કલાબ્ધિ

અવાજને સ્થિર રાખવાનો મિથ્યા યત્ન

વનવેલીની ના નબળી પડતી ગઇ અને ધનવંત એના પગ આગળ બેસી ગયો. બે ત્રણ ક્ષણ વનવેલીએ એ પગ ઉપર હાથ દબાવી રાખ્યો અને સાળુને ખસેડવા ન દીધો; પરંતુ પછી એ હાથ બાજુએ ખસી ગયો અને ધનવંતે સાળુ ઉંચો કરી ઢીંચણ ખુલ્લું કર્યું. લુગડાંના પોતાંથી જખમાયેલા ભાગ ઉપર તેણે કોલનવૉટર ચોપડ્યું અને તે સુકાય એટલા માટે ત્યાં વસ્ત્ર તરત ને તરત ઢાંકવા નહિ દીધું.

એએક ક્ષણ ગઇ. ધનવંતે ઉંચું જોયું, દ્રઢ મનોબળથી વન-વેલીએ જુદી જ દિશામાં ટકાવી રાખેલ દ્રષ્ટિએ સહસા તે મનોબલનો પરાજય સાધી ધનવંતની દ્રષ્ટિ સાથે એકતા સાધી. ઉભયની બુદ્ધિ ઉપર બન્નેની પ્રેમોર્મિએ વિજય મેળવ્યો. ધનવંતે સિત્કાર કરીને પોતાનું મસ્તક વનવેલીના અંકમાં વાળી દીધું અને પોતાના ભુજ-પાશમાં વનવેલીને વીંટી લીધી. વનવેલીએ પોતાના ધ્રુજતા કર વડે ધનવંતના કેશને ચુંથવા માંડ્યા અને પછી–પછી પોતાનું મુખ નીચું કર્યું: ધનવંતનું મુખ પોતાને હાથે ઉંચું કરી પ્રેમઘેલીએ પોતાના મુખને તેની જોડે ચાંપી દીધું. ઉભયના ઓષ્ઠ અદ્‌ભૂત અદ્વૈત સાધી રહ્યા.

પવનનો સબળ ઝપાટો આવ્યો. કડડડ કડાક ! અવાજ થયો. કોઇક જુદી જ, દૂર દૂરની સૃષ્ટિમાં વિહરતાં હૈયાં ચમકી ઉઠ્યાં. ભરનિદ્રામાં પડેલ મનુષ્ય પ્રચંડ અવાજથી સફાળું જાગૃત થઇ જાય તેવી રીતે આ બન્ને ઉભાં થઇ ગયાં. એકેકની દ્રષ્ટિએ સાધેલ ઐક્ય તૂટ્યું. તે તૂટતાંની સાથે બુદ્ધિ પ્રબલ થઇ. ઊર્મિવશ, કંપતે અવાજે બન્ને અસ્પષ્ટ બોલ્યાં: " શું થયું ? શું તૂટ્યું ? શું પડ્યું ?"

બન્નેએ નીચે વળીને જોયું; ઉભયનાં હૈયાં દ્રવી ઉઠ્યાં. ' અરે પ્રભુ !'

' આ તો—આ તો જયંતની છબી પડી ! અતિશય વેદનાથી ચીરાતાં હૈયાંએ ધનવંત કકળી ઉઠયો. ક્ષણભર ઉભય હૃદયને ડરાવતું, છળાવતું ગાઢ મૌન પ્રસરી રહ્યું. કલાકાર છતાં વ્યવહારૂ યુવકે કલાપ્રિય અવ્યવહારૂ યુવતી કરતાં કિસ્મત સમક્ષ પોતાની હાર પહેલી કબુલી. લગભગ ડુસકું ખાતા ખાતા અવાજે, દાંત પીસીને ધનવંત બોલ્યો. બોલતાં બોલતાં વનવેલીથી સહેજ આઘો ખસી ગયો: ' ભલો ભગવાન જે કરે છે તે ઠીક જ કરતો હશે. '

વનવેલીએ પણ બે ડગ પાછી હઠીને ધનવંતના અવાજનું કટાક્ષમય અનુકરણ કરીને કહ્યું. " હાઆ આ, જેમ માનવું હોય તેમ મનાય. "

પુનઃ વનવેલી બોલી—તે સમયે તેના અવાજે સ્વાસ્થ્ય મેળવી લીધું હતું અને અંગ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાના સબળ યત્ન કરી રહ્યું હતું. " ઘેર જવામાં મોડું થાય છે, ચાલો ! "

મનોદશાના કોઇ વૈચિત્ર્યથી આજ બત્રીશ વર્ષ પહેલાંનો આ પ્રસંગ ધનવંત પથારીમાં પડયો પડયો એજ વેદના, આનંદ, દુઃખના અતિરેકથી પુનઃ અનુભવી રહ્યો હતો; એટલામાં કડડડ કડાક ! અવાજ થયો. ધનવંતની પાસેના જ ઓરડામાં વનવેલી સુતી હતી તેના ઓરડામાંથી જ આ અવાજ આવ્યો.

ઉભો થઇને ધનવંત બારણા ભણી ધસ્યો. બારણું ઠોકતાં વનવેલીએ તે ઉઘાડયું.

" શું થયું ? શું તૂટયું ? શું પડયું ?" ધનવંતે પુછ્યું.

વનવેલીએ આંગળી બતાવી. બરાબર વનવેલીની તળાઇ ઉપર જ ઉંચેથી એક મોટી છબી પડી ને ભાંગી ગઇ.

ધનવંતે આગળ ડગલું ભર્યું અને છબી જોઇ. છબી જયંતની હતી.

" તમને–તમને વાગ્યું તો નથી ને ? " ધનવંતે પુછ્યું.

" ના, મને ઊંઘ નહોતી આવતી એટલે બારીએ ઉભી હતી; તેથી બચી ગઇ. " વનવેલી આટલું બોલી અને સહસા અટકી ગઇ. તેની આંખ ભૂતકાળનું ઊંડાણ ચીરવા યત્ન કરતી હોય તેમ લાગ્યું.

ધનવંત ક્ષણભર ત્યાં ઉભો રહ્યો; પછી ઓરડાની બહાર જતે જતે બોલ્યો, " ભલો ભગવાન જે કરે છે તે ઠીક જ કરતો હશે !"

ભૂતકાળનું ઊંડાણ ચીરીને વનવેલીએ પોતાની નજર પાછી સંકેલી અને દ્વાર બંધ કરતાં કરતાં બહુ ધીમેથી તે ગણગણી. " હા આ આ, જેમ માનવું હોય તેમ મનાય ! "

## નાટક

રમણલાલ તરતનો ગ્રેજ્યુએટ થયેલ હતો અને તરતનો પરણ્યો હતો. તે 'હનીમુન'ની મનોદશામાંથી હજી મુક્ત થયો ન હતો અને પત્નીની સાથે એકાંતનો પ્રસંગ હજી તેની અસાધારણતા અને અદ્‌ભુતતાનો ગુણ ત્યાગી શક્યો ન હતો. સુરતમાં, લગ્નની મોસમના આરંભમાં જ રમણલાલ પરણેલો. તે મોસમ હજી પૂરી થઇ ન હતી. ઘરમાં માતા, પિતા, બ્હેન, ભાઇ વગેરેની હાજરી હમેશ રહેતી, આવાં કારણોને લઇને એકાંતનો પ્રસંગ પ્રાપ્ત કરવો વિરલ પણ હતો. પોતે ગ્રેજ્યુએટ હોઇ–અને તે પણ તાજો–રમણલાલના હૃદયમાંથી પતિપત્નીના પ્રેમપ્રસંગો અને સંવનનની ભૂખ નિર્મૂળ થઇ ન હતી.

રમણલાલની પત્ની રમા મેટ્રીક સુધી ભણેલ, સંસ્કારી કુટુંબની કન્યા હતી અને ચોવીસે કલાક, સહેજ પણ બહાનું મળતાં દિવ્ય હાસ્યના તરંગો ઉરાડતી. એને પરિણામે ઘણાં માણસો તેને 'હસતું પક્ષી' કહીને લાડમાં સંબોધતાં. રમાના હાસ્યથી જ્યારે તેના ગાલમાં નાના, સુંદર ક્રુપ પડતા ત્યારે માશૂકના મુખ ઉપર તલ જોતાં અરબી કવિઓના હૃદયની જેવી સ્થિતિ થતી, તેવી દશા રમણલાલનું હૈયું અનુભવતું. પત્ની ઉપર કાંઇ દુઃખ આવી પડે તો પોતે કેવી સ્હેલાઇથી પોતાના સર્વસ્વની કુરબાની કરે એવા વિચાર અનેક વેળા રમણલાલ કરતો અને પત્નીને નાનામાં નાની અડચણ, મુંઝવણ કે વ્યથા થતાં રમણલાલ પેલા 'ડૉન ક્વીક્ઝૉટ'ની પેઠે



ચિત્રકાર : ] નાનાભાઇએ ઠેકડા મારતાં જવાબ [ શ્રી. કલાબ્ધિ
આપ્યો, " કેમ ભાઇ ? તમે હજુ
જાણતા નથી ! "

"૧૮૬ "

પૃ. ૧૯

સારાંય જગતને કચરી નાખવા જેટલી તૈયારી કરવા મથતો. આવે પ્રસંગે રમા પતિના મુખ સામું જોઇ રહેતી અને પછી પ્રચંડ હાસ્યની છોળ ઉછાળી કહી દેતી. " તમે ય શું ગાંડાં કાઢતા હશો! એમાં તમારી રમાને કયા ડહામ દેવાઇ ગયા ? "

એક વાર સાંઝે, હોપપુલ ઉપર ફરીને રમણલાલ સાતેક વાગે ઘેર આવ્યો ત્યાં એને કાંઇ અસાધારણ ઉશ્કેરણી જણાઇ. નાનો ભાઇ અને નાની બ્હેન આગલા ખંડમાં શિર્ષાસન કરવાનો યત્ન કરતાં જોવામાં આવ્યાં. આ અદ્‌ભુત દ્રશ્ય પિતાની નજરે ચઢયું છતાં પિતાએ મિજાજ ખોયો નહીં એટલું જ નહીં; પણ સ્હેજ સ્મિત કરીને એ બીજા ખંડમાં ચાલ્યા ગયા. મોટી બ્હેનથી આ જાતના પ્રયોગ થઇ શકે નહીં એટલે એને ઘડી ઘડીમાં દાદરના બબ્બે પગથીયાં સાથે ચઢઉતર કરતી રમણલાલે જોઈ. આ ઉત્સાહ—આ સદ્દભરી મસ્તીનું કારણ ન સમજતાં એણે નાના ભાઇને પૂછ્યું.

નાનાભાઇએ ઠેકડા મારતાં મારતાં જવાબ આપ્યો. " કેમ ભાઇ! તમે હજી જાણતા નથી? આજે આપણે નાટક જોવા જવાના છીએ. છ પાસ આવ્યા છે. "

" ઓ હો ! એ તો ગ્રાંડ ! " નાટક જોવાની અને તે પણ મફત જોવાની તક પ્રાપ્ત થઇ છે એ જાણતાં રમણલાલથી પણ હર્ષના પૂરમાં ઘસડાઇ જવાયું.

કોણ જાણે શાથી પણ આ બાબતમાં મનુષ્ય પ્રકૃતિ કાંઇ અજબ વર્તન કરે છે. મનુષ્ય પોતે ગમે તેવો શ્રીમંત હોય અને ગમે તે વસ્તુ ખરીદ કરવાની શક્તિ ધરાવતો હોય, છતાં એને અમુક વસ્તુ મફત મળે તો તે સમયે તેને જેવો આનંદ થાય, તેવો આનંદ પૈસા ખરચીને એ વસ્તુ મેળવતાં એને થતો નથી. તેમાં ય નાટક અને સીનેમામાં મફતીઆ પાસ મળે તો કાંઈ અવર્ણનીય આનંદ જ

થાય છે. સાધારણ રીતે પચાસ રૂપીઆનું પાણી કરતાં પણ જેને ઉની આંચ નહીં આવે, તેને ઓરકેસ્ટ્રાની બે ત્રણ ટીકીટ મફત મળે તો તે મનુષ્ય ખુશીથી પોતાનો આત્મા શયતાનને એના બદલામાં આપી દે. આ સર્વાનુભવની વાત છે એટલે એ વિશે ઝાઝું લખવું નિરર્થક છે.

રમણલાલ ખુબજ આનંદમાં આવી ગયો અને તે આનંદ પત્ની સાથે ભોગવવા ઉત્સુક થઇને પોતાના ખાનગી ખંડમાં ત્રણ ચાર વાર જઈ આવ્યો; પણ કામની વેળા હોવાથી રમા ઉપર જઇ શકી નહીં. છેવટે, સહેજ નિરાશ થઇને રમણલાલ આગલા ખંડમાં જ એક આરામ ખુરશીમાં પડયો અને નાટક જોવા જતી વખતે કેવો ડ્રેસ પહેરવો એના વિચાર કરવા લાગ્યો. ઝીણું ધોતીયું અને લાંબો રેશમી ડગલો પહેરવો કે 'ફુલ સુટ' પહેરવો એની મનમાં ભાંજગડ થવા લાગી. રમા કઇ સાડી પહેરે તો ઠીક લાગશે એને માટે પણ મન મુંઝાવા લાગ્યું. "સાળું, સંયુકત કુટુંબમાં આજ પંચાતી! એકલાં હોત તો હમણાં જ એને બોલાવીને આ બાબત નક્કી કરી લેત ને." આવા ઉદ્‌ગાર પણ એનાં હૈયાંએ એકાંતમાં કાઢયા.

વિચારમાળા આગળ ચાલી. એક ગાડીમાં આખું કુટુંબ માય નહીં એટલે પુરૂષ વર્ગને તો ચાલવું જ પડશે એમ તો એને ખાત્રી જ હતી. આથી ગાડીમાં પત્ની સાથે બેસવાના પ્રસંગની આશા રાખવી એ એક પ્રકારની મૂર્ખાઇ જ કહેવાય. નાટકશાળામાં જો પોતે બુદ્ધિ અને કુનેહપૂર્વક કામ લે તો રમા સાથે બેસી શકાય એમ એને લાગ્યું. અલબત્ત, જો કે આવી બાબતોમાં વડીલો તેમજ નાના ભાઇભાંડુના વિચાર જુદા જ હોય છે એનાથી એ અજાણ્યો નહોતો. આવી રીતે જાહેરમાં જુવાન પતિ-પત્ની સાથે બેસે તો ઉલ્કાપાત થઇ જાય એવો ભ્રમ ઘણા વડીલોમાં હોય છે; અને આવાં નવદંપતિને સાથે બેસવા દીધાથી આખો વખત એઓ નાક-

કની કચકચ કર્યા કરે છે. અને પછી નાનાં ભાઇબ્હેનો પ્રત્યે ભાઇ ધ્યાન આપતાજ નથી એવો ખ્યાલ એ નાનાં બાળકોનાં મનમાં ઘર કરી બેઠો હોય છે. છતાં પણ જો પ્રેમ સાચો હોય તો આવી મુશ્કેલીઓ તે દૂર કરી શકે છે એવું રમણલાલ માનતો હતો.

આવા આવા અનેક વિચારતરંગોના પૂરમાં રમણલાલ ઘસડાતો જતો હતો તેવામાં રસોડામાંથી માનો અવાજ આવ્યોઃ " ભાઇ ! જમવા ચાલો, વહેલા વહેલા જમી લઇએ કે પછી નાટકમાં ટાઇમસર જવાય. "

રમણલાલ નીચે જવા ઉઠીને ઉભો થાય છે તેવામાં તેણે મોટી બહેનને પોતાના નાટકમાં પહેરી જવાના કપડાં લઇને ફરતી જોઇ. રમણલાલે સહેજ પુછ્યુંઃ " કેમ બહેન ? તું કપડાં કાઢે છે તો તારી ભાભીએ હજી નથી કાઢયાં ? "

" રમા ભાભીએ ? " મોટી બહેન બોલી. " એ કયાં આવવાનાં છે કે કાઢે ? " હજી બીજો સવાલ પુછવામાં આવે તે પહેલાં તો બહેન ધડધડાટ દાદર ઉતરીને ચાલી ગઇ. ઉપલે માળે માત્ર રમણલાલ એકલો રહી ગયો. જરા વારમાં માનો અવાજ " જમવા ચાલો. " એવો નીકળશે જ એવી ખાત્રી રમણલાલને હતી એટલે હૈયાંએ વિદ્યુત ઝડપે વિચાર કરવા માંડયોઃ " પણ રમા નાટક જોવા નથી આવવાની ! એનું કારણ શું ? હં અં અં, હવે સમજાયું; માત્ર છ જ પાસ આવ્યા છે ને ! માબાપ, બે બહેન અને પોતે બે ભાઇ ! બિચારી રમાની જગ્યા જ કયાં રહી ? અહાહા ! કેવી ક્રૂરતા ? કેવી નિષ્ઠૂરતા ? સંયુકત કુટુંબની ભડભડતી જવાળામાં આવા કાંઇ કેટલા નિર્દોષ ભોગ અપાતા હશે ? એટલે જ રમા બિચારી ઉપર પણ ફરકી નહીં. પણ રમા ! તારો પતિ એવો દયાહીન નથી, એવો પ્રેમવિહોણો નથી. જો રમા નાટક જોવા નહી જાય તો રમણ પણ નહીં જ જાય. " આવા વિચાર કરતાં હૈયાંને લાગતું

હતું કે જે પણ કરવું હોય તે તરત જ કરવું જોઇએ કારણ કે માએ બીજી બુમ પાડી કે ઉત્તરમાં કશું કહેવું જ પડશે. ઘડીભર એમ થયું કે માતા અને પિતાની આવી અન્યાયી વર્તણુંક પ્રત્યે ખુલ્લું બંડ ઉઠાવવું; પણ એટલી હિંમત તો ચાલી નહીં એટલે કાંઇ બહાનું કાઢી પોતે પણ નાટક જોવાની મજાનો ત્યાગ કરી પત્નીને બતાવી આપવું કે પોતે પત્ની પ્રત્યેના પ્રેમને લઇને ક્યાં સુધી આત્મભોગ આપવા તૈયાર છે, એમ રમણલાલને જણાયું. એને તરતજ વિચાર સુઝયો: " મારા પેટમાં અવાર નવાર પહેલાં દુઃખતું હતું તો એ જ ઢોંગ કરી છુટવું. " આવો દ્રઢ નિશ્ચય થઇ રહ્યો કે તરત જ માનો અવાજ પાછો આવ્યો:

" ભાઇ ચાલોને. "

નાનો ભાઇ ઉપર દોડતો આવ્યો અને કહેવા લાગ્યો: " ભાઇ, ચાલોને, પછી મોડું થઇ જશે તો પહેલો સીન ઉઘડી પણ ગયો હશે. "

" જા, માને કહે કે મારે ખાવું નથી. મારા તો પેટમાં દુઃખે છે. " રમણલાલે કહી નાખ્યું અને જાજમ ઉપર એક તકીયો લઇને તે સુઇ ગયો. નીચે નાનાભાઇએ કહ્યું અને એકદમ મા, બાપ અને મોટી બહેન ઉપર દોડતાં આવ્યાં. " શું થયું ભાઇ, કેટલું દુઃખે છે ? દાકતરને બોલાવીએ ? " વગેરે વાકયો કહ્યાં અને માએ છેવટે એમ પણ કહ્યું. " ભાઇ, હું રહું તારી પાસે ? નાટક જોવા નહીં જાઉં. "

પોતાનાં માતાપિતા અને બહેનનો સ્નેહ જોઇને રમણલાલને ક્ષણભર એમ થયું કે હું આમને આમ છેતરૂં છું તે ઠીક નથી; પણ એટલામાં માએ કહ્યું " જાઓ, તમે બધાં જમી લ્યો. મારે તો એકટાણું છે એટલે મારે તો દુધ જ પીવું છે. ભાભી તમને જમાડી લેશે. એટલી વારમાં હું હીંગ લઇ આવું છું. કુંડીમાં ભરી

દઇશું એટલે હમણાં આરામ થઇ જશે. એને તો પહેલાં પણ આમ થતું જ હતું ને. ”

રમણલાલનું પીગળતું હૈયું પાછું કઠણ બની ગયું. “ કામ કરવામાં ભાભી અને આનંદ લેવામાં બીજાં ! હું માંદો થયો છું એમ તેઓ જાણે છે છતાં ભાભીને જમાડવાનું કામ. એનાથી પતિની સારવાર નહીં થઇ શકે. ”

પિતા જમવા જતાં જતાં બોલ્યાઃ “ ભાઇ ! એક જીંજર મંગાવું છું તે પી જા. અમે જમીએ છીએ એટલી વારમાં ઠીક લાગે તો આવજે, નહીં તો આજે આરામ જ લઇ લેજે. નાટક તો રોજનાં છે. પછી જઇને જોઇ આવજે. ”

રામજી જીંજર લઇ આવ્યો. માએ હીંગ ચોપડી. નીચે જમાજમ પૂરી થઇ અને લુગડાં પહેરવાની ધમાલ શરૂ થઇ. રમા તો બધાં જમી રહ્યાં એટલે નોકરને માટે ખાવાનું કાઢી બધું ઢાંકણઠું કણ કરવામાં પડી હતી એટલે ઉપર આવી જ શકી નહીં: બધાં તૈયાર થયાં. ગાડી પણ આવી એટલે મોટી બહેને પુંછ્યું, “ કાકાજી ! ભાઈ આવે છે ? ”

પિતાએ રમણલાલને પુછ્યું. “ કેમ, ભાઇ ? કેમ લાગે છે ? આવશે ? ”

રમણલાલે ડોકું ધુણાવી ના પાડી અને કહ્યું. “ હું તો સુઇ જ જઇશ એટલે આરામ થઇ જશે. ”

પિતાએ કહ્યું. “ હા, હું પણ એ જ ઠીક ધારૂં છું. ”

“ પણ એક પાસ બચ્યો તેનું શું ? ” બહેને સવાલ કર્યો.

“ તારા વરને તો એવો શોખ જ નથી એટલે એમને તો પુછવાનું રહ્યું જ નહીં. ” માએ કહ્યું. “ તારા દિયરને રસ્તામાંથી લઇ લઇશું. એ એ વાતનો બહુ રસિયો છે. ”

રમણલાલ આથી વધુ ઉશ્કેરાયો. “ બહેનના દિયર સુધી

દ્રષ્ટિ પહોંચે છે પણ નજર આગળ ઉભેલ રમા કોઇને યાદ આવતી નથી ! શો જુલમ ?

બધાં દાદર ઉતરવા લાગ્યાં. " ભાઇ, જઇએ છીએ. " પિતાએ કહ્યું. " પાછાં આવીએ ત્યારે રામજી જ બારણાં ઉઘાડશે. તમે તમારે સુઇ જ રહેજો. "

એટલે ઉતરતાં ઉતરતાં માનો અવાજ સંભળાયો " રમા ! જઇએ છીએ. "

રમાએ નીચેથી ઉત્તર દીધો. " હા, આવજો. " " રમા ભાભી ! તમે કેવાં લટકી ગયાં ! " નાના ભાઇનો ધાંટો સંભળાયો.

" અરે, હું જઇશ ત્યારે તમને પણ લટકતાં મુકીને જ જઇશ. " રમાએ ઉત્તર દીધો. અને એનાં મુખમાંથી મીઠાં હાસ્યનું મોજું નીકળી પડયું. સામેથી મા અને પિતા પણ સ્હેજ હસ્યાં અને ઘરમાં શાંતિ વ્યાપિ રહી.

ઉપર રમણલાલ સંયુકત કુટુંબની પ્રથા સામે ક્રોધ દર્શાવતો, પત્ની પત્યેના પ્રેમને માટે તેણે આપેલ ભીષણ ત્યાગને માટે સગરૂભ થતો, પાછો આરામ ખુરસીમાં પડયો. થોડીવાર થઇને રમા ઉપર આવી.

કાંઇક શરમાતી, પતિ અચાનક માંદા થઇ ગયા હોવાથી કાંઇક દુઃખ પામતી રમા રમણલાલ પાસે આવી અને બોલી. " હવે તમને કેમ છે ? અચાનક આ શું થઇ આવ્યું ? નાટકમાં પણ ન જઇ શકાયું. "

રમા પાસે આવતાં રમણલાલ સહસા ઉભો થઇ ગયો અને રમાને પોતાના ભુજયુગલમાં લેતો હસીને બોલ્યો. " હું માંદો ? હા આ... હું બિમાર તો કહેવાઉં, પણ તે બિમારી તો પ્રેમની છે."

બાથમાંથી છુટીને રમા ધીમેથી બોલી. " મને કશી સમજણ પડતી નથી, દુઃખારો મટી ગયો હતો તો પછી નાટકમાં શા માટે ન ગયા ? "

રમણલાલ સહેજ પાસે ગયો અને પોતાના બે હાથે રમાના ખભા પકડીને તેણે કહ્યું " હું તને સમજણ પાડું. જે ક્ષણે મેં જાણ્યું કે મારાં મા બાપે તને સાથે નાટકમાં લઇ જવાની ના પાડી છે તે ક્ષણે જ મેં નિશ્ચય કર્યો કે જે સુખ તને મળે તેમ નથી તે સુખ મારે પણ ના જોઇએ. એથી જ મેં પેટમાં દુઃખવાનો ઢોંગ કર્યો અને તને સાથે ન લઇ જવાનું ઠેરવ્યું એટલે મેં પણ આ રીતે ના પાડી દીધી. કેવાં નિર્દય મનુષ્યો થાય છે ! "

પ્રેમીનાં પ્રેમભર્યાં વાકયો રમા સાંભળીને સડક થઇ ગઇ. તેણે થોડીવાર પતિના મુખ સામું જ જોયા કર્યું. પછી અમુક ઊર્મિના વેગમાં તેના કોમળ ઓષ્ઠ ધ્રુજ્યા અને પછી તે જ ઊર્મિના આવેશમાં તેનું સ્વાભાવિક હાસ્ય તેના મુખમાંથી નીકળી પડયું. હસવું ખાળવાનો યત્ન કરતી તે બોલી. " અરેરે, હાય હાય ! તમે આ શી મહોકાણ માંડી ! ઢોંગ કરીને બધાંને ગભરાવી માર્યાં અને નાટક જોવાનું ખોયું ! તમારે કોઇને સાફ પુછવું તો હતું ? કાંઈ પણ કારણ વિના મને સાસુજી અને સસરાજી નાટક જોવા લઇ ન જાય ? "

" પણ–પણ ત્યારે તને કેમ ન લઇ ગયા ? " પ્રેમી પતિને પત્નીનું હાસ્ય અને તેના શબ્દો પોતાના હૃદયના વાતાવરણને અનુકૂળ ન લાગ્યાં એટલે વિવ્હળ થઇને તેણે પુછ્યું.

" હું કહું છું; કારણ કે પીયરના સગામાં પેલો મનસુખ આવતી કાલે પરણવાનો છે અને ગ્રહશાંતિ વગેરે બધી ક્રિયા આજે રાતે થવાની છે. હું ત્યાં મૈયારી તરીકે કામ કરૂં છું એટલે મારે આજે આખી રાત ત્યાં જ રહેવું પડશે. " રમણલાલના મુખ ઉપર બદલાતા જતા ભાવ જોઇને રમાને પાછું હસવું આવતું હતું તે દબાવીને તેણે કહ્યું.

" હેં ! એટલે ? આ વાતને લઇને જ તું નાટકમાં નહોતી

આવવાની ? પણ તો તેં મને આગળથી ખબર કેમ ન આપી ? ” રમણલાલના પ્રેમનું સ્વરુપ વસ્તુસ્થિતિ સમજતાં બદલાતું જતું હતું.

“ તમે ક્યારે પુછ્યું અને મેં ક્યારે ન કહ્યું ? ” રમા બોલી. “ કોણ જાણે શાથી તમે એમ જ શા માટે માની બેઠાં છો કે મને સારી દુનિયા સતાવે છે ! ”

રમણલાલ થોડી વાર થંભી ગયો અને પછી શાંત રહેવાનો ડોળ કરતાં બોલ્યો. “ ઠીકઠીક ! હવેથી એમ નહીં માનું. ત્યારે તમે તો અત્યારે પિયર જવાનાં અને ત્યાં આખી રાત રહેવાનાં એમને ?”

“ હાઆઆસ્તો, એમાં કાંઇ ચાલે એમ છે ! ” અજાણ્યે પણ રમાથી રમણલાલનાં બોલવાની પદ્ધતિનું અનુકરણ થઇ ગયું.

“ હં અં, જાઓ ત્યારે. પણ હા, હું તો ભુખ્યો છું. રામજી ન જાણે તેમ મને ખાવાનું તો લાવી આપ ” રમણલાલ બોલ્યો. ભુખને લઇને કેવા ઉચ્ચાત્માઓ પણ કેવી નીચ વૃત્તિ દાખવે છે ? સો સો પુત્રોના શબનો ઢગલો કરી માતા ગાંધારી ફળ લેવા તે ઢગલા ઉપર ચઢી હતી તે કથા કોને અજાણી છે ?

“ હવે ખાવાનું પણ ક્યાંથી લાવું ? સાસુજીએ બધું જ રામજીને અપાવી દીધું. કાલે તો આપણે પેલાં વિદ્યાબહેનને ત્યાં જમવા જવાનું છે. ” રમાએ કહ્યું.

કિસ્મતના એક પછી એક પડતા ઘાથી વધુ ઢીલા બનીને રમણલાલે કહ્યું. “ કોરું ખાવાનું તો હશેને ? અને દુધ લાવ. ”

“ ભાઇસાબ, હું શું કરું ? ખાવાનું જરા પણ નથી અને કોરું દુધ તો તમને અપાય નહીં એમ સસરાજીએ કહેલું એટલે એક કપ ચાહ થાય તેટલું દુધ રાખીને બીજું તો મેં મેળવી દીધું છે.” પતિની થયેલ કઢંગી સ્થિતિથી ખેદ પામીને ક્ષણભર પોતાનું હાસ્ય ભુલતી રમા ખિન્નવદને બોલી.

“ એટલું દુધ પણ શામાટે રાખ્યું ? માત્ર ગોળીનું પાણી જ



ચિત્રકાર : ] તેણે આવીને સહેજ નીચાં વળી રમણલાલને પ્રેમભીનું ચુંબન આપ્યું. [ શ્રી. કલાબ્ધિ

બસ થાત." રમણલાલે કહ્યું "પણ હશે, ચાહ તો કરી આપવી છે ને ?"

"હા, તેની હું કયાં ના કહું છું." રમા બોલી.

એટલામાં નીચેથી ગોરનો ઘાંટો સંભળાયો. "રમાબહેન હવે આવો છો કે નહીં ? બધાં રાહ જોઇને બેસી રહ્યાં છે, અને બાએ કહેવડાવ્યું છે કે ઘરેણાં લુગડાં ત્યાં છે એટલે સાસરેથી લઇ આવવાની જરૂર નથી."

"હું–હું આવું છું, તમે નીચે જરા ઉભા રહોને." રમા બોલી: "હું રામજીને ચાહ બનાવવાનું કહું ? બહુ મોડું થઇ ગયું."

ક્ષણભર રમણલાલને એમ થઇ ગયું કે મોડું થાય તો મોડું થાય પણ ચાહ તો રમા પાસે જ કરાવવી, પણ રમાનું ખિન્ન વદન જોતાં એ કઠણાઇ બતાવી શકાઇ નહીં. "હા, રામજીને કહે." તે બોલ્યો.

ઉપરથી જ, રામજીને ઘાંટો પાડીને એક કપ સ્ટ્રોંગ અને મસાલાવાળી ચાહ બનાવવાનું કહીને રમા ઝડપમાં દાદર ઉતરવા ગઇ. કઠેરા સુધી તે પહોંચી પણ ખરી, પણ પછી તેની દ્રષ્ટિ કિસ્મતે પોતાના વિચિત્ર હાસ્યના ભોગ બનાવેલ રમણલાલ ઉપર પડી. તેના હ્રદયમાં કાંઇ અકથ્ય ભાવ જાગ્યો. લજ્જાને દબાવી રમા પાછી આવી. રમણલાલ ખુરશી ઉપર બેઠો હતો ત્યાં સુધી તેણે આવીને સહેજ નીચા વળી રમણલાલને પ્રેમભીનું ચુંબન આપ્યું. આ અચાનક હુમલાની અસરમાંથી મુકત થઇ રમણલાલ સામો હુમલો કરે તે પહેલાં રમા સડસડાટ દાદર ઉતરી ગઇ. પણ ઉતરતાં ઉતરતાં તેને પાછી હાસ્યોર્મિ થઇ આવી; મધુરું હસતી હસતી બોલતી ગઇ.

"આવા ગાંડાં બાંડાં, હવેથી કાઢશો નહીં !"

—✠—

# સંયુક્ત કુટુંબના સંતાપ

રાતના સાડાનવેક થયા હતા. સુરતની શેરીઓમાં આ સમયે બધું સુમસામ થઇ જાય છે અને મુંબઇ જેવાં મોટાં શહેરોની અનેકવિધ પ્રવૃત્તિઓમાં રચ્યાંપચ્યાં રહેતાં મનુષ્યોને આ સુમસાન જોઇને રાતના બાર-સાડાબારનો શુમાર થયો હશે એવી ભ્રાંતિ સહજ થાય એ સ્વાભાવિક છે. એક ઘરમાં બીજે માળે, એક નાની ઓરડીમાં ભીંતે ટાંગેલા ફાનસમાંથી પડી શકે તેટલો પ્રકાશ પડતો હતો જુવાન વકીલ રમણલાલ બી. એ. એલએલ. બી. થઇને સુરતમાં જ પ્રેક્ટીસ ચાલુ કરવાનો વિચાર કરતો પોતાની એ ઓરડીમાં બેઠો હતો. એનું કુટુંબ ઠીક ઠીક પૈસાવાળું ગણાય. એમને મુંબઇ જેવા શહેરમાં નાને પગારે આથડીયાં મારવાં એના કરતાં સુરતમાં જ રહીને વકીલાત કરી ખાવી એવો એના માબાપનો મનસુબો હતો. રમણલાલને કોઇ કોઇ વાર આ યોજના પ્રત્યે કંટાળો આવતો, પણ સાહસિકવૃત્તિ બહુ ઓછી એટલે માબાપની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ પગલું ભરી શકે તેની સ્થિતિમાં તે નહોતો. આ ઉપરાંત તેની પત્ની રમા પણ સુરત છોડવાને નારાજ હતી. રમાના પીયરીયાં પણ ત્યાં જ હતાં. એ ઉપરાંત રમા સાસુસસરાની પણ બહુ લાડકી હતી, એટલે એમનાથી છુટાં પડવાનું રમાને ગમતું ન હતું. સંયુકત કુટુંબમાં સાસુ-સસરા અને વહુ વચ્ચેનો આવો સંબંધ વિરલ છે છતાં પણ આવાં દ્રષ્ટાંતો મળી આવે છે અને રમાને સુભાગ્યે એનેજ આવાં સાસુ-સસરા મળ્યાં એથી રમાના માતાપિતાને સંતોષ હતો.

રમણલાલમાં સાહસિકતા, ઉચ્છૃંખલવૃત્તિ વગેરે નહોતાં, છતાં જમાનાને અનુસરીને, તેના હૈયાંના ઊંડાણમાં, જુના રીતરિવાજ સામેની બંડખોરવૃત્તિ તો થોડી ઘણી હતી જ. અલબત્ત તેનું પ્રમાણ ઓછું એટલે વ્યવહારમાં બહુ નાનાં અને નજીવાં પગલામાં રમણલાલ પોતાની આ વૃત્તિ દાખવતો અને તેની ખબર પડતાં જ રમા તેને પોતાના હાસ્યતરંગથી દાબી દેતી. રમાના એ સતત્ વહેતા હાસ્યતરંગનું મુલ્ય રમણલાલ ઝાઝું આંકી શકતો નહીં; પણ એથી દબાતો ખરો જ.

વકીલાત ચાલુ કરવાના ઇરાદા માત્રથી માણસને કામ આવતું નથી. એકડાથી માંડીને એલ. એલ. બી સુધીની પરિક્ષાઓ આપી આપીને રમણલાલ વાંચનથી એટલો કંટાળી ગયો હતો કે સાદાંમાં સાદાં ગુજરાતી અંગ્રેજી ચોપાનીયાં સિવાય બીજું સાહિત્ય વાંચવાની એને હાલમાં ઇચ્છા થતી નહિ. પરિણામે નીચેથી રમણલાલ ઉપર તો આવ્યો, પણ પછી શું કરવું એની તેને સમજણ પડી નહિ. ઉપર આવવાનું એનું મૂળ કારણ એટલું જ કે પોતે ઉપર જાય તો પત્નીથી ઉપર આવી શકાય. થોડી વાર તે આરામ ખુરશી ઉપર પડી રહ્યો. એમ કરવાથી કંટાળ્યો, એટલે પાસે અગાશીમાં એણે આંટા માર્યા. આંટા મારતાં મારતાં એના હૈયામાં વિચાર જાગ્યા. " કોણ જાણે કેમ રમાને સુરત છોડવું ગમતું જ નથી ! હા, એનાં માબાપ અહિં છે, પણ એમાં શું થઇ ગયું ? એમ તો મારાં માબાપ પણ અહિં છે. હું તેમને છોડીને મુંબઇ જવા તત્પર છું તો એ કેમ છોડી શકે નહિ ? એ મેટ્રીક થયેલ, કોમળ યુવતી આ સંયુક્ત કુટુંબની રાક્ષસી રૂઢીમાં જકડાઇ છુંદાઇ જશે. જુઓને, આ બારણે દશ વાગવા આવ્યા, પણ હજી ઘરમાંના ગસીંડાથી રમા છુટી થઇને ઉપર આવી નથી ! બુમ પાડું ? પણ ના, એ પ્રમાણે બુમ પાડવાની તો રમાએ સાફ ના કહી છે."

આવા વિચાર કરતાં કરતાં થાકી જઇને રમણલાલે પાછો આરામખુરશીનો આશરો લીધો. નીચે સાસુ, સસરા, વહુ, વગેરે બેસીને ગામગપાટા મારતાં હતાં એવામાં રમાને ફેર ચઢતા હોય એમ લાગ્યું.

" કેમ રમા ? ઉંઘ આવે છે ? " સાસુએ પૂછ્યું. " ઉંઘ આવતી હોય તો ઉપર જઇને સુઇ જા. "

" હા. જા, દીકરી, " સસરાએ કહ્યું. " અમે ઘરડાં તો બાર વાગ્યા સુધી ગપાટા માર્યાં કરવાનાં. "

" ના, ભાભુજી, ઉંઘ આવતી નથી, પણ ફેર આવતા હોય એમ જણાય છે. " રમા બોલી.

" ફેર જેવું લાગે છે ? શાથી એમ થયું ? " સસરાએ ચિંતાથી પૂછ્યું.

" આજ સવારે જરા વાયડું ખાવામાં આવ્યું હતું ને, " સાસુએ ખુલાસો કર્યો. " રમા, હવે જરા વાયડી ચીજો ખાવાની ઓછી કરજે, પણ તું આમ કેમ કરે છે ? અહિં સુઇ જા. "

એટલામાં રમા જાજમ ઉપર સુઇ ગઇ અને મોં ઉપર પરસેવો થતો હોય એમ જણાયું. સાસુએ કપાળ ઉપર સ્નેહથી હાથ ફેરવવા માંડયો અને ઇશારતથી સસરાને પાસે બોલાવ્યા.

" જુઓને, રમાને તો બહુ ફેર ચઢયા હોય જણાય છે. શું કરશું ? "

સસરા એકદમ પાસે આવ્યા. " કેટલામો ચાલે છે ? " તેમણે ધીમેથી પોતાની પત્નીને પૂછ્યું.

" ત્રીજો પુરો થઇને ચોથે બેઠો, " પત્નીએ પણ ધીમેથી જ કહ્યું. " પણ રમા બહુ નાજુક કેની એટલે આમ થઇ જાય. કોલનવૉટર ચોપડીએ ? અને પેલી સુંઘવાની શીશી લાવોને, એ સુંઘાડી જોઇએ. "

" હા, એ તો કરી જ નાખવું જોઈએ. " આમ કહીને છગનલાલ તરત ઉઠ્યા અને સ્મેલીંગ સૉલ્ટસની શીશી તથા કોલન-વૉટરની બાટલી લઇ આવ્યા.

" એને કહીએ છીએ કે હવે તારી દોડાદોડ અને ધમપછાડ ઓછી કર, પણ એને પીયર હોય તો માનું બધું કામ કરી લેવાની હોંશ અને સાસરામાં હોય તો સાસુનો બોજો ઉપાડી લેવાના કોડ ! પછી તબીયત બગડે નહિ. તો શું થાય ? " સાસુએ કોલનવૉટર કપાળે ઘસતાં કાળજીથી કહ્યું.

" રમા, રમા, હવે કેમ છે દીકરી ? " છગનલાલે પૂછ્યું.

" રમા, આંખ ઉઘાડ, જો સસરાજી બોલાવે છે, જરા બોલ તો ખરી, " નર્મદાએ હેત અને ચિંતાથી રમાને ઢંઢોળતાં કહ્યું. રમાએ જવાબમાં એક બે શબ્દ અસ્પષ્ટતાથી કહ્યા, પણ તેનાથી આંખ બરાબર ઉઘડી નહિ.

" હાય, હાય, આ તો કાંઇ વધારે લાગે છે, " નર્મદાએ વ્યગ્ર થતાં કહ્યું " આપણે કાંઇ ઓડનું ચોડ કરી બેસશું એના કરતાં પાસેથી દાક્તરને જ બોલાવી લાવોને. મેં એમને કહી જ રાખ્યું છે કે આટલો પ્રસંગ આપણો જરા સાચવી લે. "

" હા આ...આ...રે, એ દાકતર ક્યાં પારકા છે, અને હમણા ઘરમાં જ હશે. " છગનલાલ આટલું કહીને ઉઠ્યા. " ભાઇને બોલાવું ? "

" હા, બોલાવો, પણ દાકતરને તો તમે જ તેડી લાવો, " નર્મદા બોલી. " ભાઇ વળી દાકતરને ત્યાં જઇને ગેં ગેં ફેં ફેં કરશે. "

" તો હું એને દાકતરને ત્યાં મોકલું પણ ખરો ? " છગનલાલ

જતાં જતાં બોલ્યા. એવી બાબતમાં એના ગજ ખાય નહિ.
" રમણભાઈ! રમણભાઇ ! "

" ઉંઘી ગયો હશે, દાકતર આવે ને પછી જરૂર પડશે તો ઉઠાડશું. હું બેઠી છું ને " નર્મદાએ રમાના માથા નીચે તકીઓ મુકતાં અને તેના અંગ ઉપર સાડલો લાવીને ઓઢાડતાં કહ્યું.

છગનલાલ વહેલા વહેલા તેમના પાડોશી દાકતરને બોલાવવા ગયા

ઉપર રમણલાલે પિતાની બે બુમ સાંભળી, પણ સંયુકત કુટુંબના અનેક અન્યાયના બાહુથી બીતા રમણલાલે એ બુમો ગણકારી નહિ. ' બારણે અગીયાર વાગ્યા ત્યારે તો હજી મારી સાથે ગપ્પા મારવાને બાપા મને નીચે બોલાવે છે. એટલે બીજો એક કલાક તો ખરો જ. હું તો કાંઇ જતો નથી–એ લોકો ધારશે કે હું ઉંઘી ગયો છું.' આવા વિચારમાં રમણલાલ મોં ચઢાવીને આરામખુરશી ઉપરથી ઉઠીને તળાઇમાં સુઇ ગયો.

નીચે દાકતર સાહેબ આવી પહોંચ્યા. છગનલાલના લંગોટીઆ દોસ્ત એટલે જુના જમાનાના દાકતર. એમને અને છગનલાલના કુટુંબને બેત્રણ પેઢીનો સંબંધ.

' કેમ નર્મદા, રાતના અગીયાર વાગે વળી શું કામ પડયું ? ભલા, પત્તાં રમવા બોલાવો, સોગઠાંબાજી ખેલવા તેડાવો તો જાણે સમજ્યા, પણ મંદવાડ ઘરમાં ઘાલીને બોલાવો છો તે મને નથી ગમતું ' દાકતરે ઘરમાં દાખલ થતાં કહ્યું.

' અરે ભાઇ ! તે શું અમને ગમતું હશે ? ' નર્મદા બોલી ' પણ મંદવાડ આવે ત્યારે કાંઇ છુટકો છે ? જુઓને, રમાને ઓચીંતું આ શું થઈ ગયું ? '

દાકતર રમાની પાસે બેઠા અને તપાસવા લાગ્યા. ' તમે વહુને લાડ કરી કાંઇ વાયડું ખવડાવ્યું હશે. સવારે એણે શું ખાધેલું ? ' એમણે પૂછ્યું.

'ના રે ના, ખાસ વાયડુ કાંઇ ખાધું નથી,' નર્મદાએ કહ્યું. 'અને ખાય તો પણ એ કેટલું ખાય ? ચકલીના જેટલો એનો ખોરાક છે.'

'એ બધું હું સમજ્યો.' દાક્તરે હસીને કહ્યું. 'તમારી વહુ હવા ખાઇને જ રહે છે એ પણ હું જાણું છું, પણ હવે મને

રમાએ સવારના શું ખાધેલું ?

'આ બીજું તો શું ખાય ? પાપડીની અંદર બાટી મુકેલી.' નર્મદા બોલી.' એકાદ બાટી અને એક બે કોળીયા પાપડીના લીધા હ'

'રમા 'પ્રેગનન્ટ' છે એ તો જાણો છો ને ?' સહેજ અચકાતાં છગનલાલે કહ્યું.

'હા હા હા ! તમે પણ છગનભાઇ,' દાક્તર હસી પડ્યા અને બોલ્યા.' આ નર્મદાના પેટમાં એ વાત હજી સુધી ટકી રહે એમ તમે માનો છો ?'

'હા, તે કહીશું–શા માટે નહિ કહીએ ? ઘેર સારો પ્રસંગ આવ્યો તે શા માટે નહિ કહીએ ?' નર્મદા બોલી' 'પણ કહોને દાક્તર, રમાને શું થઇ ગયું ?'

'કાંઇ ગભરાવા જેવું હોત તો હું આમ તમારી સાથે ટાહ્યલાં કરવા બેસત ખરો કે ? તમારાં છોકરાં એ મારાં છોકરાં. એમની ફીકર મને નહિ હોય ?' દાક્તરે કહ્યું 'હમણાં હોંશિયાર થઈ જશે. તમે કોલનવોટર ચોપડ્યું છે ને ? હું એક ડોઝ મોકલાવું છું એ પીવડાવી દેજો અને પછી એને સુઇ જવાનું કહેજો. કેમ રમા ? નાહકની બધાંને બીવડાવી મારે છે ? હવે ઠીક લાગે છે ને ? ના, હમણાં બેઠી નહિ થા, સુઇ રહે. હું દવા મોકલાવું તે પી જા; પછી ઉઠીને સુઇ જજે.'

'ત્યારે કાલે પણ દવા મંગાવીએ કે ?' દાક્તર જતા હતા એટલે નર્મદાએ પુછયું.

'અરે, તમે તે કાંઇ ગાંડાં થઇ ગયાં છો ? એને થયું છે શું ? અને નાહકની દવા પાવી જ નહિ.' દાક્તરે કહ્યું. 'ખરેખર, છગનભાઇ ! તમે અને નર્મદાએ જેટલાં લાડ રમાને લડાવ્યાં છે તેટલાં લાડ તમારી મોટી છોકરી વિજયાને કે નાની કમુને પણ લડાવ્યાં નહિ હોય, ખરૂં ને ?'

'પણ લાડને લાયક છોકરી છે કે નહિ ?' છગનલાલ બોલ્યા.

'એમાં કાંઇ ના કહેવાય, લાખ રૂપીઆની છે. ચાલો, જાઉં છું. છગનભાઇ ! પેલો ડોઝ લઇ જાઓ.' આટલું કહીને દાક્તર છગનલાલને લઇને ગયા.

ડોઝ આવ્યો, રમાને પીવાડવામાં આવ્યો. પછી નર્મદા રમાનો હાથ પકડીને ઉપર લઇ ગઇ. રમાએ બહુ ના પાડી, પણ સાસુએ હાથ છોડયો નહિ. ઉપર આવીને નર્મદાએ કહ્યું: 'દીકરી, જરા ઓઢીને સુઇ જજે હોં અને કાલે વહેલી ઉઠતી નહિ' આટલું કહીને સાસુ નીચે ઉતરી પડી.

રમાએ ઓરડાનું બારણું બંધ કર્યું, એટલે રમણલાલ બેઠો થઇ ગયો 'કેમ, હવે તો નીચે બીજું કામ રહ્યું નથી ને ? હોય તો હજી બે કલાક વહીતરાં કરીને એકાદ વાગે ઉપર આવજે; અને હા, ઉપર આવવાનું પણ શું કામ છે ? નીચે જ એક ખુણામાં ગોદડી પાથરીને સુઇ રહેજે ને.' સંયુક્ત કુટુંબની સંસ્થા નિર્મૂળ કરવાની ભીષણ પ્રતિજ્ઞા લેતો રમણલાલ બોલી ઉઠયો.

રમા બાજુ ઉપર બેઠી. દિવાના ઝાંખા પ્રકાશમાં રમા હસવું ખાળી રાખવાના મહાપ્રયાસમાં ગુંથાઇ હોય એમ લાગ્યું. ક્ષણ પછી તે બોલી: 'ઓ પ્રભુ ! હજી તમે એવાને એવા રહ્યા ! ત્યારે

તમે સસરાજીએ બુમ પાડી ત્યારે ઉંઘી નહોતા જ ગયાને? કોઇ દિવસ હું અચાનક મરી જઇશ તો ય તમે ઉપર બેસી રહેશો એમ મને લાગે છે.'

'કેમ કેમ? એમ કેમ બોલે છે?' રમણલાલ ગભરાયો અને બોલ્યો.

'પણ ત્યારે હું શું બોલું?' એટલું કહેતાં કહેતાં રમાને હસવું આવી ગયું. થોડું હસ્યા પછી તેણે ગંભીર થઇને બધી હકીકત કહી અને પછી કહ્યું: 'સસરાજી બિચારા દાકતરને ત્યાં દોડયા. સાસુજી અરધાં અરધાં થઇ ગયાં અને મોટાભાઇ ઉંઘતા હશે તે એમને જગાડીને એમની ઉંઘમાં ખલેલ નહિ પાડવી એવું ધારીને તમારી બૈરીની બધી ઉઠવેઠ એમણે બેએ કરી ત્યારે તમે ઉપર બેઠા બેઠા એમજ ધારતા હતા કે—જાઓ નથી બોલતી.'

'ના ના કહેને-શું શું?' રમણલાલ બનેલા બનાવથી ગભરાઇ ગયો હતો, એટલે તેણે જે મનમાં આવ્યું તે કહી નાખ્યું.

'આ એમ કે 'હાઆયરે મારી ગરીબડી, રાંકડી રમા! એને નાહક સાસુસસરા પજવી રહ્યાં છે, ઓ હોહોહો!' અભિનય કરીને આટલું બોલીને રમા પાછી હસી પડી અને પાછી બોલી: 'મારી ગરીબડી' કરતા કરતા આ ઓરડામાં ભરાઇ રહેજો તમે તમારે, કોઇક દિવસ હું ઓચીંતી મરીશ ત્યારે છેલ્લો લહાવો તો સાસુસસરાને જ મળશે.'

'વખતે કવખતે એવું ન બોલને, મારી ભુલ થઇ.' આટલું રમણલાલે કહ્યું અને પછી રમાના કાનમાં કાંઇ કહેવા જતો હોય તેમ તેણે પોતાનું મુખ રમાના મુખ આગળ ધર્યું; રમા એ ચુકવીને રજાઇ ખેંચીને ઓઢીને સુઇ ગઇ.

---

# સ્ત્રીઓ અને કરકસર

જેમ બળ એ એક પ્રકારનું શસ્ત્ર ગણાય છે તેમ નબળાઇ પણ એક પ્રકારનું—અને અમુક રીતે વધુ સારૂં-શસ્ત્ર છે. પહેલે ઝપાટે આ વાત સ્વીકારવાની ઘણાં મનુષ્યો ના ;પાડશે પણ જરા લાંબો વિચાર કરી જોતાં એની સત્યતા તરતજ જણાઇ આવશે. ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકો આ શસ્ત્રના સાધનથીજ પુરૂષ વર્ગ પાસેથી અનેક સુખ સગવડ મેળવ્યા કરે છે. આજ શસ્ત્ર વડે કરીને સ્ત્રીઓએ કવિઓને અને કવિહૃદયી પુરૂષોને આંધળા તેમજ અક્કલહીન બનાવી દીધેલા છે અને પરિણામે આ દુનિયામાં જેટલા ગુણ જાણી શકાય અને કલ્પી શકાય તેટલા ગુણ સ્ત્રીઓમાં છે એમ જગતના સર્વ કવિઓએ કાવ્યો દ્વારા શંખ ફુંકીને જણાવી દીધું છે. પુરૂષ વર્ગના એંશી પંચ્યાશી ટકા, જો કરવા ધારે તો, ખુશીથી અને સહેલાઇથી પુરવાર કરી શકે કે કવિઓએ આ વિષયમાં જે કહ્યું છે તે બધું ખોટુંજ કહ્યું છે પણ કોણ જાણે શાથી, અમુક ડરને લઇને તેઓ તેમ કહેવા તૈયાર નથી અને આ પ્રકારનું જુઠાણું ભૂતકાલમાં ચાલ્યું, વર્તમાનમાં ચાલે છે અને ભવિષ્યમાં ચાલવાનું !

ઘેલા કવિઓએ અને અંધ લેખકોએ સ્ત્રીઓના ગુણ ગાતાં મર્યાદા રાખીજ નથી. તેમના મત પ્રમાણે સ્ત્રીઓ તે પૃથ્વી પોતે છે એટલુંજ નહીં પણ પૃથ્વીની માતા પણ છે ! સ્ત્રી સૌંદર્યમાં ઉર્વશી જેવી, પાંડિત્યમાં સરસ્વતી જેવી, પાતિવ્રત્યમાં સીતા અને અનસૂયા

સરખી, ઔદાર્યમાં કર્ણને ટક્કર મારે તેવી, પવિત્રતામાં ભાગીરથી, ધૈર્યમાં તારામતી, અંગમાર્દવમાં ઇન્દુમતી, શૃંગારમાં રંભા, સત્ય-પ્રેમમાં યુધિષ્ઠિર જેવી, રાજ્યનીતિમાં કૃષ્ણ જેવી, આર્થિક કૌશલ્યમાં કૌટિલ્ય સમી, ક્ષમાના ગુણમાં પૃથ્વી જેવી, વાક્પટુતામાં કાલિદાસ જેવી, ભોજનલાઘવમાં અન્નપૂર્ણા જેવી છે એમ આ લોકોનું કહેવું છે! પણ એટલેથીજ એઓ અટક્યા નથી. એક શ્લોકમાં એક કવી કહે છેઃ—

कार्येषु मंत्री, करणेषु दासी,
भोज्येषु माता, शयनेषु रम्भा ।
मनोनुकूला, क्षमया धरित्री,
गुणैश्च भार्या कुलमुद्धरन्ती ॥

પણ જ્યાં વખાણ કરવાનીજ સ્પર્ધા ચાલી હોય ત્યાં આટલાથી પણ કેમ અટકાય? એક બહુજ ડાહ્યા આદમીએ લખી નાખ્યું:—

"જે કર ઝુલાવે પારણું, તે જગત પર શાસન કરે."

લખતી વખતે એ કવિશ્રીને ખબર નહીં હોય કે પારણું હમેશ કીકાની માજ ઝુલાવતી નથી! જ્યાં પૈસા છે ત્યાં ધાટી, નોકર કે આયા ચલાવે છે, અને જ્યાં આ સર્વની ગેરહાજરીજ હોય છે ત્યાં કીકાની માને બદલે કીકાના બાપાજ ઘણું ખરૂં પારણું ઝુલાવતા હોય છે! પારણું ઝુલાવવાની ક્રિયા માત્ર કરવાથી જગતના રાજ્ય મળતાં હોય તો લોકો ગાંડાં નથી કે બીજાં વહીતરાં કરે. પણ છતાં આ લીટી લખતી વખતે અને વાંચતી વખતે હજી પણ કાંઇ કેટલા જીવો ફુગલાઈ ફુગલાઇ જાય છે!

સહજ આપણને વિચાર આવે કે આટઆટલા ગુણથી ભરેલ સ્ત્રી હોઇ શકે ખરી? જેમ હાલ યંત્રના મનુષ્ય બનાવાય છે તેમ યંત્રની સ્ત્રી બનાવી હોય તો કદાચ એનામાં આટલા ગુણ મુકી

શકાય ખરા, જીવતી જાગતી સ્ત્રીમાં આ ગુણોની પરંપરા શક્ય લાગતી નથી. પણ હશે ! આપણે શું ? આપણાથી કાંઇ કવિઓના મોં બંધ થવાનાં હતાં ? અને જેમનો સ્વભાવજ ખુશામતનો છે તેમનાથી ખુશામત સીવાય બીજું થઇ પણ શું શકવાનું હતું ?

પણ આ બધું વિચારતાં મને એક નવોજ વિચાર સ્ફુરી આવે છે. આટઆટલા કવિજનોએ આટઆટલી સ્તુતિથી સ્ત્રીઓની પૂજા કરી છતાં એક ગુણ જે એમનામાં ખાસ જોવામાં આવે છે તે ગુણનું આરોપણ કરવું એઓ કેમ ભુલી ગયા હશે એની મને સમજણ પડતી નથી. કરકસરની વૃત્તિને ગુણ ગણવામાં આવે છે છતાં સ્ત્રીઓમાં આ ગુણ પણ બીજા ગુણ જેટલાજ પ્રમાણમાં લદાયેલ છે એમ આજ સુધી કોઇ કવિએ કહ્યું જાણ્યામાં નથી. આથી હું ધારૂં તો આ ગુણ સ્ત્રીઓમાં છે અને બહુ મોટા પ્રમાણમાં છે એ જાતની મૌલિક શોધના સર્વ હક્ક મારે સ્વાધીન રાખી શકું, પણ આ બાબતમાં કવિઓના વર્ગમાં ભળવાની મારી ઇચ્છા નથી.

ગરીબમાં ગરીબ સ્ત્રીથી માંડીને કરોડપતિની ગૃહિણીમાં પણ કરકસરનો ગુણ અજબ જેવી રીતે ઘર ઘાલીને બેઠો છે. તેના એકેએક કાર્યમાં પણ તમે બારીકાઇથી નિરિક્ષણ કરશો તો તમને કરકસરની ભાવના જણાયા વિના નહીં રહે. એ દરેક કાર્ય ગણાવવા બેસીએ તો તો પારજ ન આવે એટલે માત્ર બેચાર ઉદાહરણો આપીને જ હું એમ સાબીત કરીશ કે કરકસરનો મહાન ગુણ સ્ત્રીઓમાં જેટલો છે તેટલો પુરૂષોમાં છેજ નહિ.

મારા એક સ્નેહી પોતાના એક લક્ષાધિપતિ સ્નેહીને ત્યાં બેચાર દિવસની મહેમાનગીરી ચાખવા ગયા. શેઠે તો એમને અછો અછો કરીને રાખ્યા અને શેઠાણીની જીભમાંથી પણ અમૃત ઝર્યું. મારા સ્નેહી લક્ષાધિપતિ દંપતી ઉપર રીઝ્યા રીઝ્યા થઇ ગયા અને પૈસાને

લઇને મનુષ્યોનાં નમ્રતા, સાદાઇ, વિનય વગેરે આવે છે એવું મહાસત્ય પોતે શોધી કાઢ્યું છે, એમ વિચારતાં અતિ આનંદમાં આવી ગયા. પણ દુર્ભાગ્યે એક દિવસ જમીને મારા સ્નેહી રસોડાંની પાસેના ખંડમાં એક ચિત્ર હતું તે જોવા ઉભા રહ્યા એટલામાં શેઠાણી રસોડામાં દાખલ થયાં. શેઠાણીથી મારા મિત્રને જોઇ શકાય તેમ નહતું. પરંતુ મારા સ્નેહીથી રસોડામાં થતી વાતચીત પુરેપુરી સાંભળી શકાઇ હતી.

અચાનક શેઠાણીનો અવાજ કર્કશતા દાખવતો ગાજી ઉઠ્યોઃ "મહારાજ ! નોકરી ન ફાવતી હોય તો ચાલતી પકડો. પણ આમ બગાડ કરો તે કેમ ખમાય ? આ થાળીમાં કોણ જમવા બેઠું હતું ? પેલા મહેમાન ? તે એમાં એટલું ધીમું શીદ બોલો છો ? સાંભળશે તો એ શું એના ઘોડા છોડી મુકવાનો હતો ! ખાવાની કોણ ના પાડે છે પણ આ તો એની થાળીમાં જુઓની શાક અને ભાતના તતરડા પડ્યા છે તે ! એ ત્રણ વાર માગે ત્યારેજ મુકવું અને તમે ભીંડા શા ભાવે લઇ આવ્યા ? અઢી આને ! અરે એ આને તો ઢગલેઢોળ મળે છે ને વળી તમને કેટલીવાર કહ્યું કે તળેલાં શાક દોઢ શેરથી વધુ નહીં લાવવાં ત્યારે તમે બશેર અને અઢીશેર લઇ આવો છો." આ પ્રમાણેનું ભાષણ સાંભળતાંજ મારા મિત્ર ઉશ્કેરાઇ ગયા અને તેજ દિવસે રાતે, શેઠે રહેવાનો ઘણો આગ્રહ કર્યો છતાં પોતાને ગામ ચાલ્યા ગયા. અલબત્ત, મારા મિત્રે આ વિષયમાં જરા ઉંડા ઉતરીને વિચાર કર્યો હોત તો જણાત કે આમાં સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે રહેલ કરકસરના ગુણને લઇનેજ આમ બનવા પામ્યું હતું. સ્ત્રી એટલે સર્વગુણસંપન્ન મનુષ્ય. મેં એમને આ દ્રષ્ટિબિંદુ સમજાવવાનો યત્ન કર્યો પણ ઉશ્કેરાયેલ માણસને એ સમજાયું જ નહિ.

બીજો દાખલો જોઇએ. મારાં એક મિત્રપત્નીને ત્યાં એક

વિશ્વાસુ નોકર હતો. છેલ્લાં વર્ષ પંદરેક થયાં તે ત્યાં હતો અને ઘરનો તમામ બોજો એણે ઉપાડી લીધો હતો. તે પંદર વર્ષ દરમિયાન અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ જગતમાં કાંઇ ઉલ્કાપાત થઇ ગયા અને ખાધ-ખોરાકી તેમજ લુગડાં લત્તાંની સોંઘવારી મોંઘવારી આવી ગઇ હતી. છતાં પેલા નોકરે પોતાના પગારમાં વધારો માગેલો નહિ. પગાર વધી શકે એજ એના ખ્યાલમાં નહિ. પછી એક દિવસ કોઇ બોલ્શવીસ્ટ વિચાર ધરાવનાર નોકરરૂપી સર્પે તે માણસના હૃદયમાં વિષ રેડયું અને તેણે બાઇ પાસે માસિક આઠ આનાનો વધારો માગ્યો. બસ થઇ ચુકયું. કરકસરનો ગુણ એ સ્ત્રીના અણુએઅણુમાં વ્યાપી રહ્યો હતો એથી તરતજ એણે આઠ આનાનો વધારો કરવાની ના પાડી. ના પાડવામાં શેઠાણીથી જરા સખ્ત ભાષા વપરાઇ ગઇ અને પેલો નિમકહરામ નોકર આને પરિણામે નોકરી છોડીને ચાલતો થઇ ગયો. સ્ત્રીઓમાં કરકસરનો ગુણ કેટલી હદ સુધી પ્રસરી રહ્યો છે તેનું આ એક અનુપમ દ્રષ્ટાંત છે.

આ સીવાય બે પૈસાના હિસાબથી માંડીને બે આના જેટલી મોટી રકમ માટે છેક પાસેના સ્નેહીઓના વર્ષોના સંબંધનો ત્યાગ સ્ત્રીઓ સહેલાઇથી કરી શકે છે એ વાત આ વિષયના અભ્યાસીથી અજાણી નથી. એક સિદ્ધાંતને ખાતર એક સ્ત્રી કેટલો ત્યાગ કરી શકે છે તે આવા દાખલાથી આપણે જોઇ શકીએ છીએ. અને છતાં કેટલાક અવિચારી માણસો આ જાતનાં તે સ્ત્રીના વર્તનને, સંકુચિત મનોદશાથી, નીચ, સાંકડા મનવાળું અને કંજુસ કહેવા તત્પર થઇ જાય છે!

ફાટેલાં, જળી ગયેલાં શ્વેત વસ્ત્રોમાંથી ચણીઆ સીવડાવી કરકસર કરવાની રીત સ્ત્રીઓજ જાણે છે. લાખ રૂપિયાની હવેલી હોય તેમાં પણ જો ફ્રેમો ટાંગવાને પતિ બબ્બે આનાની ‘ ફ્રેમ હેંગર કલીપ ’ લઇ આવે તો તે કલીપ નહીં ટાંગતાં મોટા મોટા ખીલા

ખોડાવી ભીંતોમાં બાકોરાં પાડવાની તૈયારી પણ એમનામાં હોય છે અને એ કલીપો પતિને દુકાનદારને પાછી આપી આવવાની આજ્ઞા નીકળે છે. તે ઉપરાંત, પતિ જો આવી ટેવ રાખશે તો ભવિષ્યમાં બાયડી છોકરાં ભીખ માગતાં થઇ જશે એવી આગાહી પણ કરવામાં આવે છે અને આમ પૈસા ખરચતાં કાંઇ થતું નથી અને ત્રણસો ચારસોની બંગડી બૈરી માગે તો 'જાણે બાપાજી યાદ આવતા હોય તેવું મોં થઇ જાય છે' એ વાત પણ પુરૂષને સ્પષ્ટપણે કહેવામાં આવે છે.

આ બધાં સાથે એટલું કહેવું પડે છે કે આ કરકસરનો ગુણ ઘણીવાર મર્યાદા ઓળંગી જાય છે અને એને પરિણામે પુરૂષ વર્ગ એ ગુણની બરાબર કદર કરી શકતો નથી. એક વાત યાદ આવે છે: મારા એક સ્નેહીએ બજારમાં ફરતાં નાડાંની પટી જોઇ. બે પૈસે વાર ભાવ જોયો એટલે એણે ચારેક આનાની પટી ખરીદી ઘેર આવીને ખુશ થતાં થતાં પત્નીને તે પટી હાથમાં આપી અને પતિએ કહ્યું: “ જુઓ ! આ પટી નાડાંને માટે કેટલી સરસ છે ? અને વળી સસ્તી પણ છે ! ”

પત્નીની પાસે ઉપકારના શબ્દો સાંભળવાને તૈયાર થયેલ પતિને કાને પત્નીના શબ્દો સંભળાયા: “ ઓહો આજે કાંઇ બૈરીને આટલી બધી યાદ કરી ! તમે મને છેક મૂર્ખી ધારો છો ! એ તો બે ત્રણ દિવસ ઉપર મારી પાસે નાડું નહતું તે મેં દેરાણીનું લીધું'તું અને એમાં તો દેરાણી ઉખડી પડી હતી; કેમ જાણે મેં એના હજાર રૂપિયાની ચોરી કરી હોયને ! એટલે આ નાડાંની પટી તમે મારે માટે લઇ આવ્યા નથી પણ દેરાણીને આપવા લાવ્યા છો એમ કહોને ! જેમાં તેમાં બૈરીને હલકી પાડવી એજ તમે શીખ્યા છો. મારે તો તમારાં એવાં ફેશનેબલ અને ચટાકેદાર નાડાં જોઇતાં નથી. આપો તમારાં નાનાં, લાડકાં ભાભીને ! ”

મારા સ્નેહીએ ગુપચુપ નાડાંનું બંડલ પોતાના ટેબલના ખાનામાં સેરવી દીધું. એ વિષય સંબંધે એમણે પત્નીને એક પણ શબ્દ જવાબમાં આપવાનું ઠીક ધાર્યું નહિ, કારણ કે

" વહાલા મિત્રો ! સહન કરવું એજ છે એક લહાણું ! "

થોડા દિવસ પછી મારા મિત્રનું નવુંજ ધોતીયું ગુમ થયેલું જણાયું. આમતેમ તેમણે શોધ્યું, ચાકરને વિનયી રીતે પુછી જોયું અને પત્નીને એથી પણ વધુ વિનયથી પુછી જોયું પણ તે જડયું નહીં અને ગયાંનો શોક કરવો નહિ એ મહાસુત્ર ધ્યાનમાં લાવી મિત્રે મન વાળ્યું. તે પછી બીજેજ દિવસે કાંઇ વાત નીકળતાં પત્નીએ તેમને કહ્યું, " અમારાં નાડાં જોયાં ? વગર પૈસાના અને વળી મજબુત ! હા, આજકાલના ભણેલાં અને ખુબસુરત બૈરાંઓને એ નહિ જ ચાલે. " મિત્રની આંખ એ વગર પૈસાના નાડાં તરફ સહજ વળી અને તે ચમકયા, એ નાડું ધોતીયાંની કિનારીમાંથી બનાવેલું હતું અને તે કિનારી તેને પરિચિત લાગી. હાથમાં લઇને જોતાં તેની ખાત્રી થઇ અને તેણે નમ્રતાથી કહ્યું, " આ નાડું વગર પૈસાનું થયું નથી ઘણું મોંઘું છે. મારૂં નવું ધોતીયું ફાડીને તમે એમાંથી નાડું બનાવેલ છે."

જવાબમાં પત્ની ગાજી ઉઠયાં. " લુગડાં ગમે ત્યાં નાખવાં અને પાછો દોષ અમને દેવો. અને ધોતીયું હતું પણ કેવું મેલું દાટ ! પણ કહેવાય કોને ? ચાકરને ન કહેવાય અને નાનાં વહુને ન કહેવાય. હું ધોઉં તો ઉજળું થાય. ભગવાને મને આઠ દસ હાથ આપ્યા હોત તો વળી એમ પણ કરી છુટત."

મારા મિત્રે જવાબ ન વાળ્યો.

મને એમ લાગે છે કે હાલ જ્યારે આખા જગતમાં આર્થિક મુંઝવણ બધાંને મુંઝાવી રહી છે ત્યારે બેચાર સ્ત્રીઓને જગતની

કટેકટર નીમી દીધી હોય અને તેમની નજરમાં આવે તેમ કરકસર
વા દીધી હોય તો આ ગંભીર મામલો સુધરે ખરો અને અશાંતિ
ર થઇને શાંતિ પ્રસરે અને દુનિયામાં સ્વર્ગ ઉતરે !

છેવટમાં, એક મુશ્કેલી આવે છે તે જણાવી દઉં: ઉપર જણા-
લ ઉપમાઓની પેઠે કરકસરમાં સ્ત્રીઓને કોની ઉપમા આપવી ?
ૌદાર્યમાં કર્ણ જેવી અને કરકસરમાં—

કોઇ કહેશો ?



# " મફતકા લાલીયા ઘસબે ચંદન ? "

જેમ જેમ અમુક સમાજમાં અમુક મનુષ્યો એકજ પ્રકારની ખાશીયત બતાવતાં જાય તેમ તેમ એ ખાશીયત વધુ જાણીતી થતી જાય એ સ્વાભાવિક છે; અને તેને પરિણામે કોઇ વિદ્વાન કે હાજર જવાબી સભાચતુર માણસ એક કહેવત બનાવી તેમાં પેલી ખાશીયતને ગુંથી લે છે. સામાન્ય અક્કલથી આપણે વિચારીએ તો કહેવતોની ઉત્પત્તિ આ પ્રમાણે થઇ હશે અથવા થવી જોઇએ એમ જણાય, આ પ્રકારની કલ્પના ખરી છે કે ખોટી એનો નિર્ણય તો કોઇ ભાષાશાસ્ત્રીજ કરી શકે એ એટલે વિશે ઝાઝો વિતંડાવાદ નહિ કરતાં ઉપલાં કથનથીજ વિરમીએ તો ખોટું નહિ.

આપણામાં એક કહેવત સારા પ્રમાણમાં પ્રચલિત છે અને તે એ છે કે " મફતકે ચંદન ઘસબે લાલીઆ " આ કહેવતને મળતી " પારકે પૈસે પરમાનંદ " વગેરે કહેવતો પણ થોડે ઘણે અંશે પ્રચારમાં છેજ, અને તેની સત્યાસત્યતાનો નિર્ણય કરીને કાલક્ષેપ કરવો એ નિરર્થકજ છે; કારણ કે બીજાને ભોગે આપણને આનંદ મળતો હોય તો આપણામાંથી નવ્વાણું ટકા માણસો એ સહેલાઇથી જતો કરે નહિ. આપણને ખાસ લાભ નહિ થતો હોય છતાં બીજાને એથી આર્થિક, માનસિક કે શારીરિક નુકશાન થતું હોય તો એથી પણ આપણને અમુક પ્રકારનો આનંદ થાય છે એમ જો આપણે નિષ્પક્ષપાતપણે વિચારીએ તો આપણને કબુલ કરવુંજ પડે.

ચાર પાંચ મિત્રો મળ્યા હોઇએ, ગપ્પાં મારતાં મારતાં અચાનક ચાર જણાને એવો ભાસ થાય કે આપણે ચાર જો આગ્રહ કરશું તો પાંચમો માણસ નબળાઇથી થોડા પૈસાનું પાણી કરીને આપણને આઇસક્રીમ ખવડાવશે. પછી ભલે એમાંથી બે જણને આઇસક્રીમ ભાવતું ન હોય એટલુંજ નહિ પણ ખાવાથી એમની તબીયત બગડતી હોય; પણ આમ મફતમાં ચંદન ઘસવાનું મળતું હોય તો લાલીઓ એ ચંદન ઘસ્યા વીના રહેવાનો નહિ—એ ચારે જણા પેલાને શીશામાં ઉતારવાનાજ. અને આઇસ્ક્રીમના પૈસા પેલાની પાસે ખરચાવાનાજ ! આ તો માત્ર એક પ્રકાર વર્ણવાયો પણ આજ પ્રમાણે અનેક પ્રકારે " મફતકે ચંદન ઘસબે લાલીઆ " એ કહેવતમાં રહેલ સત્ય આપણે પુરવાર કરી શકીએ છીએ.

પણ સમાજમાં આ કહેવત સહેજ બદલીને મુકીએ તો પણ એ બદલાયેલી કહેવતમાં રહેલ સત્ય વિશે કોઇથી શંકા ઉઠાવી શકાય તેમ નથી. ' ચંદન ' અને ' લાલીઆ ' એ બે શબ્દો ઉલટાસુલટા મુકવાથી પણ કહેવત સાચીજ ઠરે છે એમ શાંતિથી વિચારનાર માણસને જણાયા વીના નહિ રહે. એ બદલાયેલી કહેવત આ પ્રમાણે કહી શકાય.

" મફતકા લાલીઆ ઘસબે ચંદન. "

હાલના જમાનામાં આ પ્રમાણે જેમ મફતના ચંદન ઘસનારા ઘણા તૈયાર હોય છે તેમ મફતના લાલીઆ મળતા હોય તો તેમની પાસે ચંદન ઘસાવી લેનાર પણ ઘણા છે. જ્યાં સુધી આ પ્રશ્ન ઉપર મનુષ્યોએ વિચાર નહિ કર્યો હોય, ત્યાં સુધી કદાચ ઘણા મનુષ્યોને આ બાબતમાં અતિશયોક્તિ છે એમ લાગશે; પણ વિચાર કરવા માંડયા પછી એમાં નરી વાસ્તવિકતાજ છે એમ કોઇને પણ જણાયા વીના નહિ રહે એવી મારી ખાત્રી છે.

હા, એ પણ ખરૂં છે કે કેટલાક માણસોજ બિચારા એવા

ભલા હોય છે કે અજાણ્યા મનુષ્યોને પણ એવા મફતના લાલીઆઓ પાસે ચંદન ઘસાવવાની ઇચ્છા થઇ આવે છે. ' સંપેતરાં ' સંબંધી મેં લંબાણથી અન્ય સ્થલે લખેલું છે એટલે એ વિશે અહિં ચર્ચા કરવી અસ્થાને છે પણ એમાં સપેતરાં લઇ જનારા મફતના લાલીઆની ગરજ સારે છે, અને સંપેતરાં આપનાર માણસો એ લાલીઆઓની પાસે ચંદન ઘસાવી લેનાર વ્યક્તિઓ હોય છે.

તમે જ્યાં જ્યાં નજરે કરો ત્યાં ત્યાં આવા મફતના લાલીઆએ અને તેમની પાસે કામ કરાવનાર માણસો જોવામાં આવશે. નાની નાની ચાલીઓમાં પણ એવા એકાદ બે લાલીઆઓ હોય છેજ. મારે પણ સખેદ જણાવવું પડે છે કે, આવા પરગજુ મહાત્માઓ—ઓલિયાઓ પાસે મેં પણ અવારનવાર ચંદન ઘસાવી લીધેલું છે. અમારા એક મિત્ર હતા. તે મુંબઇની મ્યુનીસીપાલીટીમાં નોકરી કરતા હતા. સ્વભાવે ઘણા ભલા અને બીજાનું કામ કરી છુટે એવા હતા એટલે ધીમે ધીમે અમે ત્રણ ચાર કુટુંબે રોજનું શાક લઇ આવવાનું કામ એમનેજ સોંપ્યું. મ્યુનીસીપાલીટીમાંથી છુટીને એ મિત્ર સીધા ભુલેશ્વર જતા અને ત્યાંથી શાકભાજી, બીજી વસ્તુઓ વગેરે લઇને ચર્નીરોડથી ટ્રેન પકડીને અમારા પરાંમાં આવી પહોંચતા. આટલી બધી વેઠ કરવા છતાં, એમાં જો કાંઇક પણ વાંકું પડતું તો અમે તેમને સારી રીતે અડાવતા. પણ એથી એમનું પરગજુપણું ઓછું થતું નહિ !

આવાં બીજાં ઘણાં દ્રષ્ટાંતો સહેલાઇથી મળી આવે એમ છે પણ એની જરૂર નથી; કારણ કે કેટલાક અમુક મોટા વર્ગ તો આવા મફતકા લાલીઆઓને રીતસરના નીચોવવાનો ધંધો લઇ બેઠેલા છે. આપણા ગુજરાતી સાહિત્યમાં તંત્રીઓના નવાણું ટકા આ વર્ગમાં સહેલાઇથી આવી શકે. એઓ જે રીતે લેખકો પાસે મફતીઆ લેખો લખાવે છે, અને એના બદલામાં એમની સાથે જે રીતનું વર્તન

બતાવે છે તે જોતાં એ વર્ગ આ કહેવતને યથાર્થ રીતે સાચી ઠેરવે છે. પુસ્તક પ્રકાશકો તો તંત્રીઓના કાકાના દિકરા ભાઇજ ગણાય એટલે કશી પણ મુશ્કેલી વીના એઓ આ વર્ગમાં—મફતીઆ ચંદન ઘસાવી લેનાર—આવી શકે. મોકલેલા લેખોની પહોંચ નહિ સ્વીકારવી, બે માસથી માંડીને બે વર્ષે પણ એ લેખ છપાવવો, જે અંકોમાં એ છપાય તે અંક પણ એ લેખકને નહિ મોકલવો અને લેખક જે પત્રો લખે તે બધાજ કચરાની ટોપલીમાં નાખી મુંગાજ રહેવું—આ બધા પ્રકારે તંત્રીઓ ઉપલી કહેવતને સાચી પાડવા મથી રહ્યો છે. પ્રકાશકો તંત્રીઓએ આરંભેલું કાર્ય પુરૂં કરે છે, અને તંત્રીઓએ લેખકોને અર્ધા કચર્યા હોય છે તે પોતે પુરા કચરી, એમના લેખનો સંગ્રહ પોતે બહાર પાડે અને તેમાંથી થતો ફાયદો પોતે ખીસામાં મુકે એ ક્રિયા માત્ર પરગજુજ છે, અને ઉગતા લેખકને આભારી કરવા ખાતરજ એઓ કરે છે, એવું વર્તન દાખવવામાં પ્રકાશકો ઘણાજ ઉસ્તાદ બની ગયેલા હોય છે. આ સ્થળે મારે એટલું કબુલ કરવું જોઇએ કે હાલ લેખકો આ ગુલામી મનોદશામાંથી જાગૃત થતા જાય છે, અને પોતે પણ સ્વતંત્ર મનુષ્ય છે એ સત્ય તંત્રીઓ અને પ્રકાશકો પાસે સ્વીકારાવવા મથી રહ્યા છે; અને અમુક પ્રમાણમાં—જો કે હજી બહુજ અલ્પ પ્રમાણમાં—એઓને વિજય પણ મળતો જાય છે.

મુંબઇમાં એક બીજો મોટો વર્ગ પણ મોજુદ છે કે જેમાના સભ્યો મફતીઆ લાલીઆઓ પાસે કામ કરાવવું એ પોતાનો જીવનસિદ્ધ હક્કજ માની લે છે. અલબત, આમાં કેટલેક અંશે એ ધનિક વર્ગનો આશય પોતાના હાથ નીચેના દીન મનુષ્યોને નિર્લોભ વૃત્તિ કેળવવાનો, બદલાની આશા વીના કામ કરવાનો અને ખરૂં સુખ ગરીબાઇમાંજ છે એ મહાસત્ય પ્રત્યક્ષ અનુભવવાનો યોગ્ય અવસર આપે છે.

એકજ દાખલો લઇએ: એક આર્થિક દ્રષ્ટિએ સામાન્ય વર્ગનો પણ કેળવાયેલો યુવક હોય. તેના જીવનમાં તે કોઇ પણ વેળા મોટી સભાનો પ્રમુખ થઇ શકે નહિ, ધારાસભા અને વડી ધારાસભામાં કે મ્યુનીસીપાલીટીઓમાં સભાસદ થઇ શકે નહિ, એ સાવ સમજાય તેવી વાત છે. હવે તેને પોતે આ બધામાં સભાસદ છે અને એને એને માટે પોતાને ભાષણો તૈયાર કરવાં પડે છે એવો ભ્રમ જો થાય તો તેમાં અયોગ્ય શું ? ધનિક વર્ગમાંથી આવે આવે સ્થળે માણસો સભાસદ તરીકે જાય છે, અને પેલા મનુષ્ય પાસે એ ભાષણો તૈયાર કરાવીને પોતે એ છટાથી વાંચે છે એમાં પેલા આમ વર્ગના મનુષ્યને ફાયદોજ છે એમ ધનિક વર્ગનું કહેવું તદ્દન ખોટું નથી. હા, કેટલીકવાર અમુક ધનવાન માણસો આ આમવર્ગી ઉપર વાજબી રીતે ચીઢવાય છે ખરા. એક શેઠીઆની વાત સાંભરે છે: એ શેઠીઆને અંગ્રેજીના ફાંફાં હતાં એટલે એણે પોતાના એક ખાતામાં કામ કરતા અમુક માણસને ભાષણો લખવાનું સોંપેલું.

પેલા માણસને ભાષણમાં મોટા અને અટપટા શબ્દો ગોઠવવાની જરા આદત હતી એટલે ભાષણ વાંચતી વેળા એ શબ્દો આવે એટલે પેલો શેઠીઓ અટકી જતો અને પછી બે ચાર વાર એ શબ્દના ખોટા ઉચ્ચાર કરીને, આખરે એ શબ્દ પડતો મુકીને ભાષણ આગળ ચલાવતો ! આમ થાય ત્યારે પાછા ઓફીસમાં આવીને એ શેઠીઓ બે શબ્દો પેલા આમવર્ગીને કહે તો તેમાં એ શેઠીઆનો વાંક તો કોઇ નજ કાઢે એમ હું માનું છું.

કોઇ કોઇ વાર જ્યારે છાપાંમાં એ શેઠીઆનાં ભાષણના ખુબ વખાણ થાય ત્યારે એ શેઠીઓ પેલા આમવર્ગીને રૂબરૂમાં બોલાવીને લખાણ વંચાવતો, એટલુંજ નહિ પણ " ખોરૂં ઘી દીવેલમાંથી નહિ જાય ! " એ કહેવત પોતાને માટે બોલી પેલાજ આમવર્ગીને શીખામણ આપતો. " શું નહિ આવડે ? કામ કરવાની ખંત હોય

તો બધુંય થાય. અમે કયારે ઇસ્કોલે ભણવા ગયેલા ? પણ આવાં ભાષણો ઝાડી નાખીએ છીએને ! તેમ તમે પણ ધ્યાન આપો તો કાપડનો હીસાબ, રૂનો હીસાબ, અનાજનો હીસાબ એ બધુંજ તમને પણ આવડી જાય. પણ તમે તો ભણેલા એટલે ટાઇમસર ઘેર જવું જોઇએ ! અને સહેજ નવું કામ સોંપીએ કે એ બદલ પ્રોમોશન માગવા તૈયાર થઇ જાઓ છો. "

જેમ શહેર મોટાં તેમ આવા મફતકા લાલીઆની સંખ્યા મોટી અને મફત ચંદન ઘસાવી લેનારની સંખ્યા પણ મોટી. મને આશ્ચર્ય માત્ર એ થાય છે કે અત્યાર સુધી મેં સુચવેલી કહેવત કોઇએ બનાવીને પ્રચારમાં શા માટે નહોતી મુકી ? શું અસલના જમાનામાં આવા મફતકા લાલીઆઓ નહિ જ હોય ? મફતનું ચંદન ઘસાવી લેનાર વર્ગ પણ નહિ હોય ? એમ બન્યું હોય એ સંભવિત તો નથી લાગતું; તો પછી જેમ હાલમાં " મફતકે ચંદન ઘસએ લાલીઆ " એ કહેવત આટલી પ્રચારમાં છે અને જાણીતી છે તેમ " મફતકા લાલીઆ ઘસએ ચંદન " એ કહેવત પ્રચારમાં કેમ નહિ આવી અને એ કહેવત કેમ નહિ થઇ ?

મને તો સમજાતું નથી. કોઈ સમજાવશો ?



# વયની વિષમતા

"ઓહો બેબી ! અરે, બુચી ! તમે આ શણગાર શાના સજવા માંડ્યા ? ક્યાં જવું છે ? " રાતના સાડા આઠેકને સુમારે ઘેર આવતાં, પોતાની બે પુત્રીઓને નવાં વસ્ત્રો પહેરતી જોઇને રમણલાલ બોલી ઉઠયો. શનિવાર છતાં રમણલાલને કોઇ કોઇ વાર ઓફીસમાં ઘણું મોડું થતું; તેમજ શનિવારે અવાર નવાર મિત્રોને ત્યાં મુંબાઇમાં આથડીને પછી જ પરામાં પોતાને ઘેર એ આવતો. રવિવારે પરામાંથી મુંબાઇ આવવું પડે એમાં એને ટાઢીઓ તાવ ચડતો એટલે એ આવી જાતનું બધું કામ શનિવારે જ આટોપી લેતો.

રમણલાલનું પૂર્વ જીવન લગભગ સ્વપ્ન સમું જ વ્યતીત થયું હતું. એની આકૃતિ છેક બાલ્યાવસ્થાથીજ આકર્ષક હતી. તે સમયથી જ તેના સમવયસ્ક બાલકો તેના પ્રત્યે ઇર્ષ્યાથી જોઇ રહેતા. અને બાલિકાઓ, યુવતીઓ તેમજ મોટી વયની સ્ત્રીઓ તેના પ્રત્યે સ્નેહ દર્શાવવા આતુર થઇ જતી. જેમ જેમ વય વધતું ગયું તેમ તેમ આકૃતિની આકર્ષકતા વધતી ગઈ તેમજ આકૃતિ યોગ્ય અને તેની સુંદરતાની વિશિષ્ટતા વધુ આગળ પડે તેવી જાતના વસ્ત્રો પહેરવાની કલા તેણે પ્રાપ્ત કરી હતી. તેજ પ્રમાણે કોઇ પણ સમાજમાં પ્રિયકર થઇ પડે તેવી વિવિધ કલાઓમાં તે પ્રવીણ હતો. વાર્તાલાપમાં, કટાક્ષ ઉપહાસ, તર્ક વગેરેમાં ચતુર હોવા ઉપરાંત, જગતના સાહિત્યના

વિશાલ વાચનથી તેનામાં અદ્દભુત સભાચાતુર્ય આવ્યું હતું. સદાનું સ્મિત કરતું, છતાં સામી વ્યક્તિએ પોતાના કરતાં આવી વિવિધ પ્રકારની શક્તિઓમાં ઉતરતી છે એમ દેખાડતું તેનું મોં ગમે તેવાં મનુષ્યને ડારતું વશ, કરતું હતું. સંગીતના સામાન્ય જ્ઞાનવાળાં મનુષ્યોને બહુ પ્રિય થઇ પડે તેવું અને તેટલું જ સંગીતનું જ્ઞાન રમણલાલમાં હતું. ચિત્રકલાની પરીક્ષા તેમ જ આવડત તેનામાં ઠીક ઠીક હતી. રમત ગમતોમાં તે છેક ઉસ્તાદ નહિ પણ સારી શક્તિ ધરાવતો. કફની, અચકન, હાફકોટ, લૉંગ કોટ, પાટલુન, લેંઘા, ધોતીયાં કે સુરવાલ સાથે જે પણ તે પહેરતો તેમાં તેનું વ્યક્તિત્વ સાફ જણાતું. તેનું ચારિત્ર્ય ઘણું ઉંચું અને કલંક રહિત હતું તેની છાપ તેના મુખના તેજમાં વધારો કરતી. કોઇ પણ પ્રકારની અને કોઇ પણ વયની સ્ત્રી સાથે તે બહુ છુટથી બોલતો અને બોલી શકતો, મશ્કરીઓની આપલે કરતો છતાં અમુક મર્યાદાથી વધુ કોઇ સ્ત્રી તેના સંબંધમાં જઇ શકતી નહિ કે કદાચ્ જવાની તેને ઇચ્છા પણ થતી નહિ; તેમજ પુરૂષવર્ગમાંથી કોઈ પણ રમણલાલના આ વર્તનથી તેને માટે વહેમ ખાતો નહિ કે પોતાના સ્ત્રીવર્ગને તેની સાથે આ પ્રકારની છુટ લેતાં અટકાવતો નહિ. જુલીઅસ સીઝરની પત્નીની પેઠે રમણલાલનું ચારિત્ર સો ટચનું સોનું હતું. ઘણાય વર્ષો સુધી રમણલાલ સામાજિક જાહેર જીવનમાં, પૂર્ણ પ્રકાશમાં મ્હાલ્યો હતો છતાં ય તેના સ્વભાવની અમુક પ્રકારની વિચિત્રતા કહો કે નીતિ સંબંધે એના વિચારની દ્દઢતા કહો કે નીતિશાસ્ત્રના અમુક નિયમાનુસાર એની શારીરિક તેમજ માનસિક વાસનાઓ રચાયેલ હતી તેને લીધે કહો કે પછી પોતે અમુક બાબતમાં બીજાં બધાં મનુષ્યોથી કૈંક ઉંચો છે-જુદો છે એવો વિચાર સુભાગ્યે કે દુર્ભાગ્યે એના મગજમાં ઠસી ગયો હશે એને લીધે કહો; પણ જ્યાં સુધી ધીમે ધીમે સંજોગો બદલાતાં, જીવન પલટાતાં, વયની વિષમતા ઉભી થતાં, રમણલાલ

સામાજિક જાહેર જીવનના પ્રકાશમાંથી પાછો હઠતાં છેક અંધકારમાં અદૃષ્ય થઇ ગયો ત્યાં સુધી તેની નૈતિક કીર્તિને કલંક લાગ્યું નહિ. અમુક હદ સુધી પુરૂષોના વર્ગમાં અને તેનાથી ઘણી વધુ હદે સ્ત્રી વર્ગમાં તેણે નિરંકુશ સત્તા ભોગવેલી એટલે તેનો મિજાજ ઘણી વેળા ઉગ્ર થઇ જતો અને તે સમયે તેણે અનેક દુસ્મન કરેલા; તેમજ મનુષ્યોના હૃદયમાં જે સ્થાન તે ભોગવતો હતો તેને લઇને પણ અનેક પુરુષો ઇર્ષ્યાથી તેના શત્રુંઓ થયા હતા. પણ તેમાંના કોઇએ પણ તેના ચારિત્ર સંબંધી ખરાબ ઉલ્લેખ કર્યો ન હતો.

" ભાણાભાઇ ! તમને ખબર નથી ? " માશીએ સ્નેહભર્યા સાદે કહ્યું. " પણ હા, તમને ક્યાંથી ખબર હોય ! તમારા ગયા પછી પેલા પદ્માબહેનને ત્યાંથી ગરબાનું કહેવા આવ્યાં હતાં. તેથી જ મેં આજે રસોઇ પણ વહેલી કરી દીધી અને બન્ને છોકરીઓએ જમી પણ લીધું. ને હમણા પદ્માબહેનની છોકરી લતા તમને તેડવા આવવાની છે. "

" એમ ! હં અં ! " રમણલાલે જવાબ વાળ્યો. તેના અવાજમાં દુઃખની નિશાની હતી, માનભંગના ચિહ્ન હતાં.

રમણલાલ પૈસાદાર નહતો, મોટો અમલદાર નહતો, અસાધારણ પ્રતિભાવાળો નહતો. છતાં ય તેના નાના સરખાં જગતમાં તેનું સ્થાન વિરલ હતું. એ નાનું સરખું જગત આજે તેને તરછોડતું હતું, પોતાના સેનાપતિપદને ચાલુ રાખવાને હવે તૈયાર ન હતું.

રમણલાલનું પોતાનું જીવન અદ્‌ભૂત નહતું છતાં અન્યના જીવન કરતાં જુદા જ પ્રકારનું હતું. છેક બાલ્યાવસ્થાથી તે સપનાઓમાં જ રાચતો, સપનાઓ માટે જીવતો. સંસારનાં ખરા પ્રસંગોથી એને સુખ મળતું એના કરતાં સપનાઓથી તેનું હૃદય વધુ સંતોષાતું. તે ભણ્યો, કોલેજ જીવનમાં સુંદરી વૃંદોમાં આદર પામ્યો. ચોવીસ વર્ષની ઉમરે

નોકરી લીધી અને પરણ્યો. છવીસમે વર્ષે એક પુત્રી થઇ તે ખોઇ. અઠાવીસમે વર્ષે બીજી પુત્રી થઇ તે બુચી છ માસની પુરી થઇ નહિ ત્યાં તો પત્ની મૃત્યુ પામી. ચાર સાડાચાર વર્ષની પરણેલી જીંદગીમાં રમણલાલે પોતાની સ્ત્રીને, કોઇ પતિ પોતાની પત્નીને ચાહે તેવી રીતે નહિ પણ કોઇ સ્વપ્નમાં રાચતો કવિ પોતાની કાલ્પનિક માશૂકને ચાહતો હોય તેવી રીતે ચાહી હતી. પત્ની મૃત્યું પામી ત્યારે અમુક સમય સુધી, જાણે માથા ઉપર કોઈએ હથોડો માર્યો હોય અને મગજ ધુમ થઈ ગયું હોય તેવી અવસ્થા તેણે અનુભવી. પણ ધીમે ધીમે દુઃખનો જખમ રૂઝાયો; માત્ર મીઠી વેદના રહી ગઇ. અમુક સંજોગોને લઇને, રમણલાલની પોતાના સ્વાભાવની અને જગતને નિરખવાની વિચિત્ર રીતિને લઇને તેમ જ પ્રકૃતિમાં સાહસિકતાની ન્યૂનતા હોવાને લીધે ફરીથી લગ્ન કરવાનું સાહસ ખેડવાની હિંમત તેણે કરી જ નહિ.

લગ્ન પહેલાંના જીવનમાં રમણલાલ અર્ધ સ્વપ્નવત, અર્ધ ભાવનામય દશામાં રહ્યો હતો. પરણેલી જીંદગીમાં કદાચ કૈંક વ્યાવહારિક જીવન જીવ્યો હોય એમ કહી શકાય. વિધુરાવસ્થામાં પાછો રમણલાલ અસલની સ્થિતિમાં આવી ગયો હતો. માત્ર સૌંદર્ય નિરખવાથી, સુંદરતાની સમીપ રહેવાથી તેની વાસનાઓ તૃપ્ત થતી અને તેના હ્દયમાં અમુક પ્રકારના મીઠાં દર્દભરી શાંતિ ઉદ્‌ભવતી એટલે તેને વિધુરાવસ્થા સાલી નહિ.

માબાપ, ભાઇઓ, બહેનો વગેરે નજીકના સંબંધી રમણલાલને કોઇ ન હતાં. માત્ર હતી એક એકલવાયી માશી. માશી વિધવા હતી અને તેને છોકરાં પણ ન હતાં. રમણલાલની પત્ની માંદી પડી ત્યારથી માશી ઘરમાં આવીને રહી હતી. પત્નીના મૃત્યુ પછી તે ત્યાં જ રહી.

આજે કોઇ સાહિત્ય સભાનો કોન્સર્ટ, તો કાલે કોઇ સ્ત્રી મંડ-

ળીના ગરબા, પછીને અઠવાડીએ કોઇ ત્રીજી સંસ્થા તરફથી રાસ તો થોડા દિવસ પછી કોઇ નામાંકિત ઉસ્તાદના ત્રણ ચાર જલસા. વળી થોડા સમય પછી કોઇ ઠેકાણે બે ત્રણ દિવસની ઉજાણી તો કોઇ ઠેકાણે માત્ર શાંતિથી કલાકોના કલાક, દિવસોના દિવસ વાર્તાવિનોદ. આ પ્રમાણે રમણલાલનું જીવન વહ્યું જતું હતું. સુંદરતાનો અનન્ય પૂજક છતાં અને " સુંદરતા એજ પવિત્રતા છે " એ સૂત્રનો ભક્ત હોવા છતાં " પવિત્રતા એજ સુંદરતા છે " એ મહાવાક્ય પ્રત્યે પણ એને એટલી જ તીવ્ર ભક્તિ હોવાથી રમણલાલનું સ્થાન વર્ષો વહી ગયા છતાં અચલ રહ્યું હતું, અને રહેત......

પણ સંજોગો બદલાતા ગયા. સમયમાં ક્રાંતિ અને સંક્રાંતિના પુર આવ્યાં. કોલેજીઅન યુવતીઓ અસલની કોલેજની યુવતીઓ જેવી ન રહી. સાધારણ ભણેલ સુંદરીઓની ભાવના પણ બદલાઇ. શાંત, સ્વસ્થ અને મંદ ગતિથી ચાલતું જીવન યુવકો અને યુવતીઓને જ નહિ પણ સમય સાથે બદલાતાં જતાં કેટલાંક મોટી વયનાં સ્ત્રીપુરૂષોને પણ મોળું લાગ્યું, ન્યૂન જણાયું. એક દિવસમાં જૂનાં મંદિરો અને મૂર્તિઓ તોડી નાખી, બીજે દિવસે નવાં મંદિરો અને નવી પ્રતિમાઓ ઉભાં કરવાના અભિલાષ થતા ગયા. દિવસે દિવસે એમના હૃદયનો તનમનાટ, એમનો વર્તમાન માટેનો અસંતોષ વધુ અને વધુ તીવ્ર બનતો ગયો. આધુનિક પયગંબરે જગાડેલ બેઠા બળવાની અસર આ વર્ગના સ્ત્રીપુરૂષોના જીવનના દરેકે દરેક અંગમાં જુદી જુદી રીતે અને વિચિત્ર પ્રકારની થઇ ગઇ.

અસાહસિક, શાંતિ અને સ્વાસ્થ્યને શોધનાર, પ્રખર સુધારક, છતાં ઉચ્છૃંખલ સુધારા અને બીનજવાબદાર વર્તનને સ્વીકારવા તૈયાર નહિ એવો રમણલાલ આ ઘોડાપૂરમાં પડી શકયો નહિ, તેમાં સાથે તરવાને અને તરી શકવાને અસમર્થ હોય તો સાથે ઘસડાવાને તેણે

યત્ન સુદ્ધાં ન કર્યો. પરિણામે તેનું નાનું જગત વધુ નાનું થતું ગયું. એ નાનાં જગતમાં પણ બળવાખોર ઉત્પન્ન થતાં ગયાં. વૃદ્ધો આ બેતાળીસ–ત્રેતાળીસ વર્ષના પણ સત્તાવીસ–અઠાવીસ વર્ષના લાગતા રમણલાલને પોતાના વર્ગમાં સ્વીકારવા તૈયાર ન હતા. ત્રીસની અંદરની ઉમરનાં યુવક યુવતીઓ આ જુના જમાનાના નીતિશાસ્ત્રને પાળનાર પ્રતિનિધિને પોતાની હરોલમાંથી ખસેડવા આતૂર હતાં.

" ભાણાભાઇ ! તમે હમણાં જમવા બેસો છો કે વાર છે ? જરા વાર હોય તો આ બન્નેને વદાય કરીને પછી જ બેસીએ. " વહાલસોયી માશી ભાણેજના અવાજનાં દુઃખ અને યાતના પારખી શકી પણ તેને કારણ સમજાયું નહિ. ભાણેજ પ્રત્યે અનહદ હેત હોવાથી માશી તેના હૃદયની ઝીણામાં ઝીણી વેદના જાણી શકતી પણ તેના કારણની શોધ કરતાં તેને વિજય મળ્યો ન હતો. બહુ મહેનત કરતી ત્યારે એને એમ લાગતું કે કદાચ એને પત્નીની ગેરહાજરી સાલતી હશે. એવાં અનુમાન ઉપરથી તે કોઇ કોઇ વાર દઢતા એકઠી કરીને ભાણેજને એ સંબંધે કંઇક કહેતી પણ ભાણેજનો જવાબ મળતો તે ઉપરથી માશી જાણી લેતી કે પોતાનું અનુમાન ખોટું જ હતું.

બેબી અને બુચી બન્ને રમણલાલની સુંદરતાની ભાવનાને જેબ આપે તેવી રૂપાળી હતી. અને ઉભયની આકૃતિ સ્નાયુબદ્ધ અને સપ્રમાણ હતી. મોટી તરતની જ કોલેજમાં દાખલ થઇ હતી, નાની અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતી. બન્ને ચોટલા વાળી રહી. બબ્બે ત્રણ ત્રણ વાર સેંથા પાડ્યા, ભુંસાડ્યા અને પાછા પાડ્યા. છ છ સાત સાત હેર પીનો ભેરવાઇ. પાઉડર લગાવ્યાં, લીપ–સ્ટીકનો પણ આછો ઉપયોગ થયો. ઘેરવાળા ઘાઘરા, છેલ્લામાં છેલ્લી ઢબના બ્હાંય વગરના બ્લાઉઝીસ અને ઘેરા રાતા રંગની બાંધણી પહેરાયાં.

" હા, પછી જ બેસશું, એમને ઘરમાંથી ટળવા દો. " બન્ને દિકરીઓના ખીલતાં સૌંદર્યનું દર્શન થતાં, વ્હાલથી રમણલાલ બોલ્યો. તેની આંખ આ નરી સુંદરતાને સગર્વ, સાનંદ નિહાળી રહી. થોડીવાર કૈંક મગરુબીથી, કૈંક આનંદથી, કૈંક ખેદથી રમણલાલ આ સૌંદર્ય બેલડી જોઇ રહ્યો; એટલામાં એની કલા નિરીક્ષક આંખોએ નાની પુત્રીની બાંધણી પહેરવાની ધાટીમાં અમુક ખામી જોઇ. લાંબો વિચાર કર્યા વગર એનાથી બોલી જવાયું. " બુચી ! જમણી બાજુથી તારી બાંધણીને તેં બરાબર ચપટી પાડી નથી. ઠીક કરી આપું ? " આટલું બોલીને વસ્ત્ર ઠીક કરવા તે જતો હતો તેવામાં બુચીનો અવાજ નીકળ્યો.

" પપા ! તમે ! " આટલું કહીને તે ખડખડાટ હસી પડી. બેબી પોતાના ખભા ઉપર પીન ખોસતી ખોસતી આ સંવાદ સાંભળી હસવામાં ભળી તેણે પણ રમણલાલ સામા જોઇને કહ્યું, " પપા ! તમે ! એમાં તમે શું સમજો ? "

ઉભય પુત્રીના હાસ્યમાં પપા પ્રત્યે વહાલ હતું, ઉગતી જુવાનીની નિખાલસતા હતી પણ તેમના અવાજમાં યૌવનની ક્રૂરતા હતી, તેની નિષ્ઠૂરતા હતી, તેનું ઉગ્ર સ્વાર્થીપણું હતું.

રમણલાલનું હૃદય આ સર્વ પારખી શક્યું. તેને કારમી વેદના થઇ. આટઆટલાં વર્ષોની પોતાની આકર્ષણશક્તિ, પોતાનું ચારિત્ર-તેજ, સામા મનુષ્યનું દિલ જીતી લેવાનું પોતાનું કૌશલ્ય ધીમે ધીમે સરી જતાં હતાં તે પોતે જોઇ શકેલો નહિ—કદાચ એમ કહો કે એ શક્તિ તો અખંડિત જ હતી પણ સમય અને સંયોગો ત્વરિત બદલાતા જતા હતા તે પોતે જાણી શકેલો નહિ, તે એક ક્ષણમાં, પોતાની બે પુત્રીના મુખમાંથી નીકળેલ " પપા ! તમે ! " ના માત્ર બેજ શબ્દોથી તેણે પોતાનામાંથી અદૃશ્ય થતાં જોયાં. જેમ મૃત્યુ

વેળા કર્ણે પોતાની વિદ્યા જતી રહેતી જોઇ હતી તેમ રમણલાલે પોતાનું આખું વ્યક્તિત્વ ક્ષણમાં નાશ પામતું જોયું.

તેનું હૈયું અસ્પષ્ટ છતાં તીવ્ર વેદના અનુભવવા માંડયું. મગજમાં અનેક તરંગો ઉભરાવવા લાગ્યા. સારો ય ભૂતકાલ દૃષ્ટિ સમીપ તરવરવા લાગ્યો. જે શસ્ત્રોની સહાયથી તેણે અત્યાર સુધી પોતાના નાના નાના વિજય મેળવ્યા હતા અને જેને પરિણામે તે પોતાનું જીવન સંતોષથી વિતાવ્યે જતો હતો તે શસ્ત્રો જ આજે નકામાં થઇ પડયાં. અન્ય શસ્ત્રોનો ઉપયોગ તે જાણતો ન હતો. શસ્ત્રરહીત, અસહાય અવસ્થામાં તેણે કદિ જીવન ગાળ્યું ન હતું એટલે હવે કેમ ગળાય એ પ્રશ્ન એને મુંઝવી રહ્યો હતો.

એટલામાં બહારથી બે ત્રણ અવાજ આવ્યા. તરંગમાલામાં વિઘ્ન પડયું. "કોણ લતા કે? આવ બહેન; આવ." માશીનો અવાજ સંભળાયો.

"લતાબહેન, અંદર આવો, અંદર આવો, અમે તૈયાર છીએ." બેબી અને બુચી બોલી ઉઠયાં. જુનીઅર બી. એ. કલાસમાં ભણતી, બંડખોર જમાનાની પ્રતિમારૂપ વીસેક વર્ષની લતા બહારના વરંડામાં જ ઉભી રહી. સાથે બે કોલેજીઅન યુવકો પહોળા લેંઘા, સ્પોર્ટીંગ કોલરની લાંબી કફનીઓ, પગમાં ચંપલો, માથે મોટાં ઉડતાં જુલ્ફાંઓ વગેરેથી વિભૂષિત થઇ હાહાઠીઠી કરતા ઉભા હતા.

"નાઆઅરે, ડીઅર! અહિં જ ઠીક છે. પણ જલદી કરો." લતાનો આત્મશ્રદ્ધાભર્યો અવાજ આવ્યો.

બેબી અને બુચી ઓરડામાંથી બહાર નીકળ્યાં. રમણલાલના મગજે પોતાના પદભ્રષ્ટપણાનો ખ્યાલ સંપૂર્ણ રીતે કરી લીધો હતો, પરંતુ હૃદય એટલી સહેલાઇથી પરાજય કબૂલ કરી શકતું નથી. તે બહાર નીકળ્યો. લતાની સાથે હસીને બોલવાનો તેણે યત્ન કર્યો.

" કેમ લતા ! એકલી તારી બહેનપણીઓને જ આમંત્રણ કે ? તું અંગ્રેજી બીજા ત્રીજા ધોરણમાં હતી ત્યારે તારે ત્યાંના ગરબામાં કોઇ પણ વેળા મારી ગેરહાજરી ન હતી, તે ભૂલી ગઇ કે ? હું આવું ?"

અર્ધ મશ્કરીમાં, અર્ધ ગંભીરતાથી એ આ વાકય બોલ્યો તો ખરો; જવાબ શો મળશે એની પણ એના મગજને તો લગભગ ખાત્રી જ હતી છતાં ય હૈયું ઉત્તર સાંભળવા અધીરૂં બની ગયું. જાણે આ ઉત્તર ઉપર પોતાના જીવનમરણનો આધાર હોય તેમ એ જવાબ સાંભળવા હૃદય કંપિત અવસ્થામાં ઉત્સુક થઇ રહ્યું.

બન્ને પુત્રીઓએ પેલા બે યુવાનો સાથે સાહેબજી સલામ ઝીલ્યાં, પેલા બેએ સહેજ ડોકું હલાવી રમણલાલને સાહેબજી કરી અને તેઓ સડસડાટ પગથીઆં ઉતરી ગયા. બે પુત્રીઓએ પણ ' પપા ! જઇએ છીએ, ' કરીને પગથીઆં ઉતરવા માંડયું.

રમણલાલના પ્રશ્નના ઉત્તરમાં લતાએ અટ્ટહાસ કર્યું અને પછી પગથીઆં ઉતરતાં ઉતરતાં કહ્યું. " આઆઆલો, સાહેબજી ઇ ! કે વંદે માતરમ ? હા હા હા. "

" પણ–પણ, " માનભંગ નહિ ગણકારતા રમણલાલના હૃદયે પાછું પુછી લીધું. "તેં જવાબ ન વાળ્યો, હો ! હું પણ આવું ને ?"

આ પ્રશ્નમાં માત્ર ગરબા જેવા નાના પ્રસંગમાં પોતાને માટે આમંત્રણ લેવાની ક્ષુદ્ર લાલસા ન હતી. આધુનિક જમાનાના યુવાન સમાજે પોતાને હડસેલો મારીને પોતાના સ્થાન ઉપરથી પોતાને પદચ્યુત કર્યો હતો, તેની ભયંકર વેદના હતી. જે સ્થાનની આસપાસ પોતે આખી પોતાની જીવનસૃષ્ટિ રચી હતી તે સ્થાન જ ઉખડી જતું હતું અને પરિણામે સારી જીવનસૃષ્ટિ નાશ પામતી હતી તેનું દારુણ દુઃખ એમાં પ્રસરેલું હતું.

લતાએ કંક પાછું ફરીને જોયું. તે વળી હસી અને બોલી.

" રમણકાકા ! તમે મશ્કરી કરવાની ટેવ છોડવાના જ નહિ કે ? અમારા ગરબામાં તમે ? તમે ! "

પળવારમાં પેલા બે યુવકો, પોતાની બે પુત્રીઓ અને લતા રાત્રિના શાંત વાતાવરણમાં :અટ્ટહાસ્યોના તરંગોથી વિઘ્ન પાડતાં યૌવનની બીનજવાબદારીથી, બેદરકારીથી વાડામાં થઇને ચાલ્યાં ગયાં. તેમને રમણલાલની વિહ્વળ આંખો જોઇ રહી.

પોતાની પત્ની મૃત્યુ પામી હતી તે સમયે પણ રમણલાલના હૈયાંએ આટલી વેદના, આવી આશાવિહીન, ગાઢ, ઘેરી વેદના અનુભવી ન હતી.

વરંડા ઉપર જ પડેલ એક આરામખુરશીમાં રમણલાલ પડયો. ભૂતકાળની ભવ્યતા તેની દૃષ્ટિ આગળ આવી. આવીને ઝાંખી પડતી અદ્રષ્ય થઇ ગઇ. છેલ્લાં ત્રણ ચાર વર્ષ થયાં, જમાનાની ઝડપે ચાલવાની, દોડવાની પોતાની અશકિતને લીધે પોતે ધીમે ધીમે સમાજમાંથી દૂર જતો જાય છે એમ તેના મગજે તો જાણી લીધું હતું પરંતુ હૈયું એ સત્ય સ્વીકારવા તૈયાર ન હતું.

હજી પોતે જાણે હમણાં જ પોતાની રૂપવતી પત્નીને સુંદર વસ્ત્રો કલામય રીતિએ પહેરતાં શીખવતો હતો. એ દિશામાં તેમ જ અનેક અન્ય દિશામાં પોતાની શકિત પોતાના નાના જગતે સ્વીકારી હતી. આજે, માત્ર થોડી ક્ષણ પહેલાં પોતાની નાની પુત્રીએ જ એને નાકબૂલ કર્યો હતો. બુચીના કેવળ નિર્દોષ વાકય " પપા ! તમે ! એમાં તમે શું સમજો "માં નેપોલીઅનના વૉટરલુના પરાજયની એને ઝાંખી થઇ.

માત્ર થોડા સમય પહેલાં, અનેક સંસ્કારી, સુશિક્ષિત યુવક યુવતીઓને તે પોતાની શકિતઓથી હારતો, વશ કરતો. આજે યુવકો જવાહર નહેરનું સ્વરૂપ ધારણ કરીને કોઇને નમ્યું આપવા તૈયાર

ન હતા. યુવતીઓ કેસરીઆં વાઘા સજી, બળતી આંખે સારૂં જગત બાળવા તત્પર જણાતી હતી. તેમાં શાંતિ, સ્વાસ્થ્ય, ધૈર્ય, જવાબદારી, ફરજ વગેરેને સ્થાન ન હતું.

જેમ સમુદ્ર પોતાને નકામની વસ્તુઓ કિનારા ઉપર ફેંકી દે છે તેમ યૌવનના જુવાળે આ નહિ યુવાન અને નહિ વૃદ્ધ એવા રમણલાલને પોતાના જગતમાંથી બહાર ફેંકી દીધો હતો. યૌવનની દુનીઆમાં પોતાનું સ્થાન નથી, એ ભયાનક સત્ય હસતી, કુદતી, કુદરતની હમણાંની લાડકી લતાના “ અમારા ગરબામાં તમે? તમે ! ” એ વાક્યમાં રમણલાલના હૈયાંને પણ કબૂલ કરવું પડયું.

“ ત્યારે હું કયાં ? પેલા અરસિક, ભાવનાવિહીન ચેતનારહીત વૃધ્ધોમાં મારી ગણત્રી ? અને એઓ પણ મને સ્વીકારવા કયાં તૈયાર છે? ત્યારે મારું શું ? ” રમણલાલનું હૈયું રડી ઉઠયું. બુચીનું “ પપા ; તમે ! ” લતાનું “ રમણકાકા ! તમે ! ” વાકયો એની આંખ આગળ નૃત્ય કરતાં એનો ઉપહાસ કરતાં હોય તેમ લાગ્યાં. જીવનનું આકર્ષણ ઓગળી ગયું. સંયોગો અને જમાનાના પૂરના બળે પોતે એક પછી એક દરેક ક્ષેત્રમાંથી કેવો નિષ્ઠુર રીતે, ગેરવાજબી રીતે, બહાર ફેંકાઇ જતો ગયો તેનું આજે એને સહસા ભાન થયું.—બહુ તીવ્ર દશામાં, નગ્ન સત્ય તરીકે ભાન થયું. સ્નેહભર્યું હૈયું—અન્યને સ્નેહની લહાણી આપવામાં જ પોતાનું જીવન સાર્થક માનનાર હૈયું આજે એ લહાણી લેનાર કોઇ મનુષ્ય રહ્યું નહિ એ વિચારથી કકળી ઉઠયું. તે હતાશ થઇ ગયો. તેની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

“ કેમ ભાણાભાઇ ! ” મામીએ અંદરથી પુછ્યું. “ આજે જમ્યા વગર વરંડા ઉપર જ સુઇ રહેવું છે ? ”

જવાબ મળતાં વાર લાગી એટલે મામી બહાર દોડી આવી.

ભાણેજની મુખમુદ્રા ઉપર પીડાનાં ચિહ્ન જોયાં, વળી માશીને જુનો વિચાર યાદ આવ્યો. તેણે મમતાથી કહ્યું ' રમણભાઇ ! હજી ઉમર નથી ગઇ, છોકરીઓય હવે મોટી થઇ ગઇ છે–અને એમને માટે તો હું છું ને. ”

રમણલાલની વિચાર પરંપરા તુટી ગઇ. માશીના આ અનેક વેળા વપરાઇ ગયેલ વાક્યથી એને હસવું આવ્યું. એ હાસ્યથી માનસિક વેદના કંઈક ઓછી થઇ. તે સફાળો ઉઠયો અને હસીને બોલ્યો. “ કેમ, માશી ! ઘરડે ઘડપણ તમારે કોઇ જુવાન પોટ્ટીની લાત ખાવી છે કે શું ? અને સાથે એ છોકરીઓને પણ ખવડાવવી છે ? આ હાલનાં જુવાનીઆંઓ પેઠે તમને પણ શાંતિ ગમતી નથી કે શું ? ”

આટલું બોલીને રમણ જમવા ઉઠયો. માશી રસોડાં ભણી વળી. જતાં તેને પાછું પોતાનું અનુમાન ખોટું પડેલું જણાયું. પીડાનું ખરું કારણ તેને ન જ જડયું.

# મહેમાનો

“ મહેમાનો ઓ વ્હાલાં ! પુનઃ પધારજો ! ”

મહેમાનો ! પરોણા ! અતિથિઓ ! આપણો ભારતવર્ષ આ નામોથી અજાણ્યો નથી. આપણે ભારતવાસીઓ આપણી મહેમાનગીરીથી મશહુર છીએ. આપણે હિંદીઓ આપણી પરોણાગતને માટે સર્વત્ર પરિચિત છીએ. આપણે આ દેશના વતનીઓ આપણા આતિથ્યને માટે અન્ય પ્રજાઓનાં આદર ભોગવીએ છીએ. આટઆટલા પરદેશીઓ આપણે ત્યાં આપણા જ ઘરના માલીક થવા આવ્યા તેમને પણ આપણે આદર આપ્યો અને અપનાવ્યા. હજી પણ આપણી પાસેથી વધુ પડાવી લેવાની તેમની ઇચ્છા છે. તેઓ આપણી આ વૃત્તિનાં યશોગાન ગાયાજ કરે છે. અને એક વસ્તુને એક વખત આપણે સારી કહી એટલે કવિજનો પોતાની કવિતામાં એ ગુંથ્યા વગર રહે એ બનેજ કેમ ? તરત મણીશંકર રત્નજી ભટ્ટ જેવા કવિઓ “ વસંતવિજય ” જેવાં અદ્ભૂત કાવ્યો લખતાં લખતાં પણ

“ મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો ! ”

જેવાં કાવ્યો લખવાની ઇચ્છા દબાવી શક્યા નથી. ફ્રાંસમાં ક્યુએ નામનો વિદ્વાન થઇ ગયો છે. એ કહે છે કે જો એકના એક શબ્દો ઘણાં માણસો બોલ્યા જ કરે તો પછી એ બધાં માણસો એ શબ્દો

માનતાં થઇ જાય છે એટલું જ નહિ પણ બીજાં મનુષ્યો પણ 'બહુમતી માને છે માટે આપણે પણ માનીએ' એ ન્યાયે એ માનવા લાગે છે. આજ પ્રમાણે પરોણાગત કરવી એ સારૂં કાર્ય છે, મહેમાનગીરી દાખવવી એ સદ્ગૃહસ્થનું લક્ષણ છે, આતિથ્ય એ મોટામાં મોટો સેવા ધર્મ છે એમ અમુક મનુષ્યોએ ઉચ્ચાર્યાં કર્યું એટલે આપણે બધાંએ એ માથે ચઢાવી દીધું.

જે કાર્ય ઘણા વિદ્વાનોએ ગુણથી ભર્યું જણાવ્યું એને હવે આપણે અવગુણ ભર્યું જણાવીએ તો આપણે એકલા પડી જઇએ એ ભયથી આપણામાંથી કોઇ એ બાબત ઉલટો વિચાર જાહેર કરવાની હિંમત બતાવતું નથી. પણ જો આપણે આ વિષયમાં સહેજ ઉંડા ઉતરીને જોઇશું તો જણાશે કે આ કાર્યને પ્રથમ ગુણોની યાદીમાં ગણાવનાર મનુષ્યો માત્ર સ્વાર્થથી પ્રેરાયેલ હતાં. જે વર્ગે જુના કાળમાં ગુણ અને અવગુણની યાદી આ દેશમાં જ માત્ર નહિ પરંતુ દુનિયાભરમાં તૈયાર કરી તે વર્ગને પોતાનું ગુજરાન કરવાનું અન્ય સાધન નહોતું. તેઓ પાસે નહોતાં ખેતર, નહોતો વેપાર કે નહોતી નોકરી. બીજાઓ ધર્મકાર્ય કરીએ છીએ એમ માનીને પૈસા ખરચે એમાંથી જ આ વર્ગનો નિર્વાહ ચાલતો. પરિણામે એમણે મહેમાનગીરીના કાર્યને ગુણોની યાદીમાં બહુજ ઉપર નંબરે મુકયું અને તેનો લાભ લઇને તેમણે બીજાં મનુષ્યોને ત્યાં મહેમાન—પરોણા—અતિથિ તરીકે રહીને—વર્ષોના વર્ષ સુધી રહીને પોતાની જીંદગી ગુજારી. ઘડીભર એમ માનો કે આ વર્ગનાં મનુષ્યો પરોપકારી હતાં, સદાચરણી હતાં અને સાધુજીવન ગાળતાં હતાં—જો કે આ પ્રમાણે ગુણ અવગુણની યાદી તૈયાર કરીને તેને સમાજ આગળ મુકવાથી દુનિયાને ફાયદો થયો છે કે ગેરફાયદો એ વિવાદગ્રસ્ત પ્રશ્ન જ રહેવાનો !—છતાં આ સાધુચરિત મનુષ્યોએ આતિથ્યને મોટામાં મોટાં સદ્ગુણોમાંનો એક ગણાવીને તો ભુલજ કરેલી છે એમ હું માનું છું, ભુલ એટલા માટે કે એ વ્યાખ્યા બહુ જ ટુંકી અને અમર્યાદિત

છે. હાલમાં એક કાયદાની કલમ તૈયાર કરવામાં આવે તો તેને બહુ સ્પષ્ટ રીતે સમજાવવાને ખાસ ટિપ્પણ કરવામાં આવે છે, એટલું જ નહીં, પણ તેમાં જરૂરના અપવાદો પણ બતાવવામાં આવે છે. પણ આ બાબતમાં એવું કશું કરવામાં આવ્યું હોય તેમ જણાતું નથી —કર્યું હશે તો સમાજનો મોટો ભાગ એથી અજ્ઞાત્ જ છે. પરિણામે ઘણા માણસોએ આપણા સમાજમાં આપણે માની બેઠેલ આ ગુણની ઓથે રહીને આપણને અતિશય પજવેલા છે, આપણા જીવનને કલુષિત કર્યાં છે, આપણા હૃદયને દુભવેલાં છે.

એકજ દાખલો આપું : મારા એક સ્નેહી હતા. તેમનું નામ મગનલાલ. તેમના પત્નીનું નામ સુલતા. તેમને બેએક છોકરાં હતાં. મુંબઈના એક પરામાં તે કુટુંબ સુખી અને સંતોષી રહેતું હતું. આવકના પ્રમાણમાં ખર્ચ રાખી શકતાં હતાં. તેવામાં અચાનક મગનલાલના એક દૂરના સગા કેવળરામ એમને ત્યાં બે ત્રણ દિવસને માટે પરોણા તરીકે આવ્યા. સુરતમાં એમના એમ પડ્યા રહે તો તેમનો નિર્વાહ સારી રીતે ચાલી શકે એટલા પૈસા તેમને હતા. વિધુર હતા અને સંતાનમાં માત્ર એક પુત્રી હતી જે એના મોસાળમાં સારી રીતે ઉછરતી હતી. સારી રીતે નોકરી કરે એવાં હાડકાં પણ કેવળરામનાં ન હતાં.

મગનલાલ અને સુલતા વ્હાલસોયાં હતાં એટલે કેવળરામ બેત્રણ દિવસને માટે આવ્યાં એમાં અર્ધાં અર્ધાં થઇ ગયાં. સુરતમાં કેવળરામ ઘરમાં એકલા પડી રહે અને પોતાની દરેક જાતની બરદાસ્ત પોતાને જ કરવાની રહી એટલે આ પ્રમાણે બબ્બે માણસો પોતાની તહેનાતમાં રહેલાં જોઇ તે ખુશ થઇ ગયા. સામાનમાં પણ બે દિવસને માટે પોતે લાવે પણ શું ? માત્ર એક જુની જાજમ અને એક ધોતીયું અને એક ખમીસ, આટલોજ એમનો સામાન.

હતો ! કેવળરામ આવ્યા, રહ્યા અને જમી પરવારીને વાતોએ ચઢ્યા. વાતોમાં અને વાતોમાં મગનલાલે સહજ કહ્યુંઃ "તમને સુરતમાં એકલા શે ગમે છે ! અહિં નાની સરખી પણ નોકરી કરો તો દિવસ તો જાય."

"હા, કેવળભાઇ, મુંબાઇમાં ગમે તેવા માણસને પણ એકલા મુંઝારો લાગે નહિ—દિવસ પસાર થઇ જાય." સુલતા પરિણામનો વિચાર કર્યા વિના બોલી.

"પણ નોકરી એવી મળવી જોઇએ ને," કેવળરામે પાનની પટી તૈયાર કરી મોંમાં મુકતાં મુકતાં કહ્યું.

"તમારી મરજી હોય તો આસપાસ તલાસ કરીએ," મગનલાલે વાતમાં રસ લાવવા કહ્યું.

"હા, કરો તલાસ, બંદા તૈયાર છે," કેવળરામે પાન ખાઇ 'ખાખી સીગારેટ'નો દમ મારતાં કહ્યુ.

આટલી નાની વાતનું પરિણામ કેવું ગંભીર આવશે તેનો જરા પણ વિચાર કર્યા વગર પતિ પત્ની ઉંઘવા ગયાં. કેવળરામભાઇ બહારના ઓરડામાં પથારીમાં પડયા.

મગનલાલે એક નોકરી શોધી કાઢી, બધી રીતે સારી હતી પણ છ માસ સુધીનીજ હતી, પછી કદાચ એમાં કાયમી થવાય એવું હતું. કેવળરામને પુછતાં જણાયું કે "હું તો તમારે આશરે પડયો છું. તમે કહો તો લઇ લઉં."

આવા ગેબી શબ્દોથી પણ મગનલાલ ચેત્યા નહિ. તેમણે નોકરી લેવાની હા કહી અને કેવળરામે તે લીધી પણ ખરી. મગનલાલ તથા તેના પત્નીને મનમાં એમ કે પંદર દિવસ કે મહિના પછી કેવળરામ જુદું ઘર માંડશે. પણ નમુનેદાર પરોણા કેવળરામના

હૃદયમાં એવો ક્ષુદ્ર વિચાર ઉદ્‌ભવ્યો જ નહતો. ત્રણેક માસ થઇ ગયા. છોકરાંઓ પણ કેવળકાકાથી પરિચિત થઇ ગયાં. માત્ર એક જાજમ, એક ધોતીયું અને એક ખમીસના સામાન સાથે કેવળરામ મુંબાઇ આવેલા અને તે માત્ર ત્રણ દિવસને માટેજ. એટલે તેના ઉપર કૈં ત્રણ માસ ખેંચાય જ નહિ ! પરિણામે, એમને મગનલાલને ત્યાં રહ્યાને પંદરેક દિવસ થયા હશે એટલામાં કોટ મેલો થયો હોવાથી એમણે મગનલાલનો એક કોટ ખીટીએ લટકતો હતો તે પહેરી જોયો. એમ બીજાના ડગલા ખાસ 'ફીટ' તો ક્યાં થાય; પરંતુ કેળવરામ કૈં આજકાલના જુવાનીઆઓ જેવો ચુંધીખોર નહોતો કે જેને અપ–ટુ–ડેટ કટના લુગડાં હોય તોજ ગમે. એટલે એણે તો એ પહેરી લીધો. મગનલાલે સાંઝે આ વસ્તુસ્થિતિ જોઇ લીધી પણ શરમને લઇને એનાથી કૈં બોલાયું નહિ.

વખત જતાં કોટની સાથે સાથે ખમીસ, પહેરણ, ધોતીયાં વગેરે પણ મગનલાલનાજ વપરાતાં ગયાં. અને વાત પણ સાચી ! મુંબાઇ કૈં સુરત નથી. સુરતમાં તો ગમે તેવાં કપડાં હોય તે પહેરાય, પણ મુંબઇમાં તો અમુક પ્રમાણમાં ચોખ્ખાઇ હોવીજ જોઇએ. અને મગનલાલની પાસે બે માણસને તો શું પણ ચાર માણસને ચાલે તેટલાં કપડાં હતાં. આ પ્રમાણે મગનલાલને ત્યાં કેવળરામની મહેમાનગીરી થતાં થતાં ત્રણ માસ થયા ત્યારે પતિ પત્ની અકળાયાં, પણ કેવળરામને મોંયે કહેતાં એમને ખરાબ લાગ્યું. એથી એમણે એએક મિત્રોને કહ્યું અને એ મિત્રોએ કેળવરામને કાને વાત નાંખી.

કેવળરામે તો પેલા મિત્રોને હાથજ મુકવા દીધો નહિ. તે તો ગરજીજ ઉઠ્યા: “ તમે બે પણ ઠીક લાગો છો ! અમારો આવો સારો સંબંધ તમારાથી નહિ સાંખી શકાયો એથી હવે ફાચર મારવા તૈયાર થયા છો ? છ માસની નોકરી; તેમાં ચાર તો નીકળ્યા, હવે

એ માસને માટે હું જુદી ઓરડી માંડું તો ન્યાતજાતમાં મગનને અને એની બૈરીને ઝેર ખાવાનું જ થાયને ! હા. હમણા કાયમી નોકરી હોય તો તો હું શું આમ બેસી રહેત ? તમે મારો સ્વભાવ જાણતા નથી ! હું તો પાંચ મીનીટ ઉભો પણ ન રહું. ”

આ જવાબ મગનલાલ અને સુલતાએ જાણ્યો ત્યારે એઓ હતાશ થઇ ગયાં અને સુલતાએ તો મોંયે કહેવાનો નિશ્ચય પણ કર્યો; પણ વળી બન્નેનાં મનમાં એમ થયું કે હવે માત્ર બે માસને માટે ક્યાં કહેવું !

એ બે માસ પણ નીકળી ગયા એટલે એક વખંત સુલતાએ પરોણાને એ સંબંધી પુછી જોયું. કેવળરામ હસીને બોલ્યા, “ શેઠ પણ બડો હરામી લાગે છે ! પહેલાં એણે ૭ માસ કહ્યા. હવે કહે છે કે હજી બીજા બે પાંચ માસ તમારે રહેવું પડશે ! હા હા હા ! અને મગનલાલે મને આગ્રહ કરીને નોકરી ઉપર ચઢાવ્યો એટલે મારાથી અધવચમાં નોકરી છોડાય પણ કેમ ? મગનલાલ પેલા શેઠ આગળ શું મોં બતાવે ? આમે ને આમે ખેંચી કાઢશું; બીજું શું કરીએ ? ”

મગનલાલે વળી મિત્રોને કેવળરામને ચેતાવવા મોકલ્યા. કેવળરામે આ વખતે મીજાસ ખોઇને વાત કરી અને સાફ કહી નાખ્યું કે એમના જેવા વિઘ્નસંતોષીઓ ગમે તેટલી માથાકુટ કરશે પણ પોતાનો અને મગનલાલનો સંબંધ તુટશે નહિ !

આમ ને આમ ચાલ્યા કર્યું. નોકરીની મુદત લંબાતી ગઇ. વચમાં વચમાં કેવળરામની પુત્રી પણ પિતા પાસે રહેવા આવતી અને મગનભાઇનું ઘર ક્યાં પારકું છે એમ કેવળરામ હરઘડીએ જણાવતા એટલે એ પુત્રીને પણ એ ઘર પારકું લાગતું નહિ. મગનલાલને એકને બદલે બે પુરુષોના વસ્ત્રો કરાવવાં પડતાં એટલે પોતાનો શોખ જતો કરીને સહેજ હલકી જાતનાં કપડાં પોતે પહેરવા માંડયાં. વિદેશી સીગા-

રેટો તો બંધ જ કરી દેવી પડી અને માત્ર 'ખાખી સીગારેટો' જ ચાલુ રાખી. પાન પણ છેવટે બંધ કરવાં પડયાં કારણ કે કેવળરામને એકલાને રોજના પચીસ પાન જોઇતાં હતાં. પણ પાન બંધ થવાથી પણ કેવળરામ ગુસ્સે થયા નહિ કે અસ્વસ્થ બની ગયા નહિ. ઉલટું, એમણે પણ આ કરકસરનું પગલું વધાવી લીધું અને પોતે પણ પાનની ટેવ છોડી દીધી !

આ વિશે કેવળરામ મિત્રો આગળ બહુ મગરૂબીથી વાતો કરતા: " મારે એકલાને પચીસ પાન જોઇતાં હતાં ! સુલતાને પણ રોજનાં દશ પંદર જોઇએ અને મગનને આઠ દશ તો ચાલે જ. છોકરાં પણ અમારૂં જોઇ ખાયા કરતાં. આ જાતનું નાહકનું વ્યસન શા માટે જોઇએ ? મેં તો સુલતાને સાફ કહી દીધું કે આવા ખોટા ખરચા રાખીએ તો મુંબઇમાં રહેવાય કેમ ? "

મગનલાલ અને તેમના પત્નીએ આ અતિથિને પોતાને ત્યાંથી ઉઠાંગરી કરાવવા ઘણા ઘણા અખતરા કરી જોયા પણ કેવળરામભાઇનું સાદું જીવન, તેમનો નિસ્પૃહી સ્વભાવ અને તેમની દૃઢતા, આ સર્વને લઇને આ અખતરાઓ નિષ્ફળજ નીવડયા. પતિ–પત્નીએ બહારગામ જવાના ઢોંગ માંડયા પણ તેનું પણ કશું પરિણામ ન આવ્યું, કારણ કે ધણીધણીયાણીની ગેરહાજરીમાં કેવળરામ હાથે રસોઇ કરી નાખતા હતા. વચમાં મગનલાલ પોતાની સારી જગ્યાનો ત્યાગ કરી, બહુજ નાની ડબલ રૂમમાં રહેવા ગયા પણ એથી કેવળરામ ડગ્યા નહિ. જરા પણ કચવાયા વિના એમણે આઠ માસ બહાર ઓટલા ઉપર સુવાનું રાખ્યું અને ચોમાસામાં રસોડામાં એક સીંદરીના ખાટલા ઉપર પોતાનો ઉતારો રાખ્યો !

આમ ને આમ કરતાં આજે આ વાતને સાત વર્ષ થઇ ગયાં છે. કેવળરામભાઇની નોકરી પણ હજી છે અને કેવળરામ પોતે

પણ મગનલાલને ત્યાં સુખમાં ગોઠવાયેલા છે. એમની પુત્રી હવે લાયક ઉમરની થઇ છે એટલે કેવળરામનો વિચાર એવો ખરો કે છેલ્લાં એકાદ બે વર્ષ પુત્રીને મુંબઇની કેળવણી અપાય તો સારૂં. મગનલાલ અને એમના પત્ની આ બાબતમાં હવે એટલાં નિરાશાવાદી થઈ ગયેલાં છે કે એ લોકો તો એમ પણ ખાનગીમાં કહે છે કે એ પુત્રીને પરણાવ્યા પછી એની સુવાવડ પણ અમારે ત્યાંજ કરવાની છે ! જોઇએ છીએ શું થાય છે ! પણ એમ થાય તો અમને આશ્ચર્ય તો નહિજ થાય.

હવે હું એમ પુછું છું કે કેવળરામ જેવા પરોણા–મહેમાન–અતિથિના આદરસત્કાર કરવા એ ગુણ કહેવાય !

પરોણાના વર્ગમાં કેવળરામ અપવાદરૂપે નથી. એ વર્ગના ત્રાસથી પીડાતાં જનોને તમે પુછશો તો એવા અસંખ્ય કેવળરામો તમને મળી આવશે. એક બીજા ઘરમાં મેં જોયું હતું: બહુ સારા સ્વભાવનો માણસ હતો, પૈસે ટકે પણ સુખી હતો. તે પહેલીવાર પરણ્યો, સ્ત્રી પણ સારી મળેલી. પણ કમનસીબે તે ચાર વર્ષમાં ગુજરી ગઇ. સંતાન કૈં થયેલું નહિ અને બીજાં સગાંવહાલાં પણ મળે નહિ એટલે કમને તે ફરીવાર પરણ્યો, અને તેની કમબખ્તીની શરૂઆત થઇ. બૈરી ઘેર રહેવા આવી પછી થોડી વારે એક સાળો આવ્યો અને રહ્યો. તે પછી એક સાળી પણ આવી. થોડી વારે સાસુ અને સસરા પણ આવી ગયાં. બોરીવલીમાં પોતાનો મોટો બંગલો હતો તેમાં પહેલાં તે થોડો ભાગ વાપરતો અને બાકીનો ભાગ તેણે ભાડે આપેલો. પણ જેમ જેમ પરોણાની સંખ્યા વધતી ગઇ તેમ તેમ તેણે ભાડુતોને કાઢવા માંડયાં અને આખરે આખો બંગલોજ પોતાના કામમાં વાપરવા માંડયો. બીજી બૈરીને પણ કશું સંતાન થયું નહિ. પેલો બિચારો પુરૂષ સાહિત્યનો રસિયો હતો, સંગીતનો શોખીન

હતો અને શનિ, રવિએ જુદા જુદા મિત્રોને તેમના કુંટુંબો જોડે પોતાને બંગલે બોલાવી આનંદ માણવાની ઇચ્છાવાળો હતો, અને તેની પહેલી બૈરી જીવતી હતી ત્યાં સુધી એમજ તે કરતો. પણ આ બીજી અને તેની સંગાથે પરોણાઓની હારમાળા આવતાં, પોતાને પોતાના મિત્રોને બોલાવવા બંધ કરવા પડયા. અને એ મિત્રો અને મિત્રપત્નીઓ આવતાં બંધ થયાં એટલે કુદરતીજ સંગીતના જલસા તો બંધજ થઇ ગયા. સાહિત્યનો શોખ તેણે થોડો વખત ચાલુ રાખ્યો પણ તેમાં પણ પત્ની અને પત્નીના સગાંના કટાક્ષો આવવા માંડયા, એટલે કંટાળીને તેણે વાંચવાનું પણ બંધ કર્યું. સીનેમા, નાટકો અને મિત્રોને ત્યાં પોતાનું જવાનું પણ બંધ થયું. માત્ર પેલાં સગાંવહાલાં તેની આસપાસ વીટળાઇ રહે, અને તેમની નિરસ, શુષ્ક અને ક્ષુદ્ર વાતો સાંભળ્યા કરવી એ તેના જીવનનો સાધારણ કાર્યક્રમ થઇ ગયો.

પહેલાં એની શારીરિક સંપત્તિ બહુ સારી હતી અને દરેક રમતમાં તેને ઘણોજ આનંદ પડતો. પણ આ જાતની જીવન રહેણીથી ધીમે ધીમે તેનું બદન તુટી ગયું. તેના મુખ ઉપર નિસ્તેજતા આવવા માંડી અને થોડાં વર્ષમાં તો એ માણસજ હવેનો માણસ નહિ એમ થઇ ગયું. એના મિત્રોએ પહેલ, પહેલાં એને આ જીવતાં નર્કમાંથી છોડવવાનો યત્ન કર્યો પણ એ વૃથા હતું ! જાળ બહુ વિશાળ અને મજબુત હતી અને તેમાં પેલો આબાદ જકડાઇ ગયો હતો એટલે બહારની મદદથી એ બચે તેમ હતુંજ નહિ, અને પોતાનામાં પોતાની જાતને બચાવવાની શકિત રહી ન હતી. ધીમે ધીમે તેની તબીયત લથડવા માંડી. તેની રમતીયાળ વૃત્તિ ઉદાસ અને ચેતન વિનાની બની ગઇ. આજે હવે એ મરવાને આળસે જીવે છે ! તેનો રસિક આત્મા તો કયારનોય મૃત્યુ પામી ગયો છે, માત્ર તેનું શરીર આ જગતમાં તેની પત્ની અને પત્નીના સગાં સંબંધીઓના ટોળાંમાં અથડાયા કરે છે.

આવા પરોણાઓ જગત્માં-સમાજમાં એકાદ બે નથી, ઘણા છે અને જુદી જુદી રીતિનીતિથી તેઓ પોતાના શિકારને પકડી લે છે. પરંતુ એથી કેટલાકને એમ થશે કે આમાં શું ? આપણે પણ કોઇ કોઇ વેળા પરોણા થઇને આપણા ઉપર વરતાવવામાં આવેલા જુલમનો બદલો લઇ શકીએ—એના એજ માણસો પાસેથી નહિ તો બીજા માણસો પાસેથી. પણ આ દલીલ બહુ લુલી છે. આપણે બધાજ પરોણા થઇ શકતા નથી. સામાવાળા આપણને પરોણા તરીકે ચાલુ રહેવા દેતાજ નથી. પરોણાઓને જલદીમાં જલદી રૂખ્સત આપવામાં કેટલાંક કુટુંબો એવાં કૌશલ્યવાન બની ગયેલ હોય છે કે આપણે એમને ત્યાં ઘડી પણ ટકી જ શકીએ નહિ.

હું મારોજ દાખલો આપું: મેં પણ અવારનવાર, આતિથ્યધર્મ બજાવતાં પરોણાઓ તરફથી સારો જેવો ત્રાસ વેઠયો છે એટલે મને ઘણી વાર થતું કે હું પણ કોઇક વખત કોઇને ત્યાં જઇને પરોણાગતની મજા ચાખી આવું. મેં ઘણી વેળા આવા આવા વિચાર કરેલા પણ છેક છેલ્લી ઘડીએ મારૂં મન પાછું હઠી ગયેલું. આખરે એક વેળા મેં દ્રઢ નિશ્ચય કર્યો. હું મુંબઇ ને મુંબઇ જ રહેલો અને બાપના વારાથી મારૂં વતન મુંબઇ જ ગણાયેલું. મેં સુરત કદી જોયેલું નહિ પણ ત્યાંના વખાણ ઘણાં સાંભળેલાં. કતારગામની ત્રણ લીલવાની પાપડીની વાનીઓના વખાણ સાંભળીને મારા મોંમાં અનેક વેળા પાણી પણ છુટેલાં. ત્યાંની મલાઇ જેણે ચાખી નથી તેનો જન્મારો એળે ગયોજ જાણવો એવું પણ મેં સાંભળેલું. આથી મેં કોઇ સુરતી લાલાને ત્યાં પરોણા તરીકે જવાનું નક્કી કર્યું.

મારા મિત્રોમાંથી એવા સુરતી લાલાની મેં શોધ કરવા માંડી અને આખરે રમણલાલ કરીને એક માણસ ઉપર મારી નજર ઠરી. રમણલાલ ભણેલગણેલ, ખાનદાન કુટુંબનો નબીરો હતો અને પૈસા-

પાત્ર હતો. મારી અદના પરોણાગત એણે અમુક પ્રમાણમાં ચાખેલી પણ ખરી. સુરતમાં એનું મોટું ઘર હતું. વેકેશનોમાં રમણલાલ સુરત જતો ત્યારે એનું ઘર માણસોથી હલમલી રહેતું. રમણલાલ, તેની પત્ની, તેનાં બે છોકરાં, તેની મા, તેનો નાનો ભાઇ, તેની પત્ની અને રમણલાલની એક બ્હેન એટલાં માણસો એ વેકેશનો આનંદમાં ગાળતાં. મેં રમણલાલને વાતમાં ને વાતમાં પાંચ છ વખત કહી નાંખ્યું કે "મારે થોડા દિવસ સુરત આવીને ત્યાંના જીવનની મજા ચાખવી છે."

પણ જવાબમાં રમણલાલ મને કહેતો: "તમારા જેવા મુંબઇ-ગરાઓને અમારાં ગંદાં સુરતમાં ફાવેજ નહિ. એ પાલવા બંદર, ચોપાટી, હેંગીંગ ગાર્ડન્સ વગેરે અમે ત્યાં ક્યાંથી લાવીએ ? તમારા જેવાને તો માથેરાન, લાનોલી કે મહાબળેશ્વર શોભે !"

હું આથી મનમાં સહેજ ફુલાયેલ પણ ખરો અને રમણલાલ પોતે આમ બોલતો હતો તે પુરેપુરી નિખાલસતાથીજ બોલતો હતો એમ મેં માની લીધેલું.

એક વેળા રમણલાલ સુરત ગયો છે એમ મને ખબર પડી કે તરતજ મેં ઓફીસમાંથી પંદર વીસ દિવસની રજા લઇ લીધી. મારા સાસરાંવાળા મુંબઇના પરાંમાં રહેતા હતા ત્યાં કુટુંબને વિદાય કરીને મેં સુરત તરફનો રસ્તો લીધો. કુટુંબને પણ કહી રાખેલું કે આખી રજા હું સુરતમાંજ ગાળીશ. સુરતનો હું અજાણ્યો એટલે રમણલાલને અગાઉથી કાગળ લખી નાખું એવો પહેલાં મને વિચાર આવ્યો પણ પાછળથી આળસમાં એમ કરવાનું રહી ગયું. પરિણામે સુરત ઉતરીને મને એમનું ઘર શોધતાં જરા મહેનત તો પડી. હું બપોરે ત્રણેક વાગ્યે રમણલાલને ત્યાં પહોંચ્યો. ઘરમાં બધાં ઉંઘતાં જ હતાં એટલે મને ચાકરે નીચે બેસાડયો. અરધાએક કલાક

પછી રમણલાલનાં મા નીચે ઉતર્યાં. મેં ઉભા થઇને એમને નમસ્કાર કર્યો.

"કેમ ? ચમનભાઇ ! તમે વળી સુરતમાં ?" એમણે ચશ્મામાંથી જોતાં કહ્યું. "તમે તો મુંબઇમાં કહેતા હતા કે તમારે અહિં કશી ઓળખાણ નથી તો પછી ક્યાં ઉતર્યા છો ?"

"હું–મેં–આ મારો સામાન રહ્યો." રમણલાલની માના શબ્દોથી મને પ્રસ્વેદ છુટી ગયો હતો, એટલે મેં તતપપ્ થઇ જતાં કહ્યું, "મને એમજ થયું કે લાવ રમણભાઇને ત્યાં બે પાંચ સાત દહાડા જઇ આવું."

"હંઅં; એ એમ ! વા...આ...આ...રૂ !" બરફના કારખાનામાંથી આવતો હોય તેવો ઠંડો અવાજ ઉત્તરમાં નીકળ્યો. "હું રમણભાઇને કહું." આટલું બોલીને એ ચાલ્યાં ગયાં. પંદર વીસ મિનિટ થઇ ગઇ. તે પછી રમણભાઇના પત્ની હરમનગવરી મને જણાયાં.

"કેમ હરમનબ્હેન ? ઓળખાણ છે કે ?" મેં કૈંક ઉત્સાહથી કહ્યું. રમણલાલની માના અવાજની ઠંડાઇ એ માત્ર આકસ્મિક હશે એમ ધારી લઇને મેં મારાં હૈયાંના અદ્રશ્ય થતા ઉત્સાહને ટકાવી રાખવા યત્ન કર્યો.

"હા, શા માટે નહિ ? સુરતમાં કૈં ખાસ કામ હશે ?" હરમનગવરીનો ધાંટો નીકળ્યો. એ ઠંડો હતો કે ગરમ એ વિશે હું નિર્ણય કરૂં તે પહેલાં તો હરમનગવરી અદ્રશ્ય થઇ ગયાં.

બીજા પાએક કલાક પછી રમણલાલની નાની બ્હેન તનમન આવી. મને જોઇને ક્ષણભર ઉભી રહી. મને એમ થયું કે રમણના મા તો વૃદ્ધ એટલે સંસારની ઉપાધિઓથી કંટાળેલાં હોયજ. રમણલાલનાં પત્ની છોકરાંઓની માવજતમાં અને પોતાના વસ્તનમાં રાખવા

પડતા અમુક મલાજાને લઇને એમ ઉદાસીન લાગતાં હોય, પણ તનમન તો મારા આગમનને ઉત્સાહથી જોશે ખરી, અને ઉત્સાહથી નહિ જુએ તો પણ છેક કંટાળો તો નહિજ બતાવે.

" તનમન ! કેમ કૈં બહુ ઉંઘો છો ? સુરતમાં તમારા જેવાંજ બધાં ઉંઘણશી હોય છે કે શું ?" મેં એને કહ્યું. મારા અવાજમાં મેં મીઠાશ, ઠંડી મશ્કરી અને ઉલ્લાસ મુકવાનો યત્ન કર્યો હતો. પણ એ યત્ન, એ મીઠાશ, એ ઠંડી મશ્કરી અને એ ઉલ્લાસની અસર તનમન ઉપર થઇ હોય એવું કશું લાગ્યું નહિ. તનમને પાછો મને થોડીવાર નિરખ્યો અને પછી પોતાની મોટી કાળી આંખો વધુ મોટી કરી તે બોલીઃ " મોટાભાઇને મળવા આવ્યા છો ? એમને બોલાવું. " આટલું બોલી એ પણ ગઇ.

હું વિમાસણમાં પડયો. સુરતના લોકોની અકકલ જરા જાડી હશે એમ મને લાગ્યું. તનમન જેવડી છોકરી, હું એમને ત્યાં મહેમાન થઇને આવ્યો છું તેટલું પણ ન સમજે ? મેં વળી પાછો એકાંતવાસ સેવ્યો અને આશરે અરધોએક કલાક વીતી ગયો.

તે પછી રમણલાલ અને તેમના નાના ભાઇ આવ્યા. મુંબઇમાં મેં જોયેલ આનંદી, ગુલાબી સ્વભાવના રમણલાલને બદલે ગંભીર, ઠાવકા અને કંઇક દિલગીરીથી ઘેરાયલ રમણલાલને જોયો. એનો ભાઇ તો હંમેશનોજ સુરત રહેતો અને મુંબઇ કવચિતજ આવતો એટલે મારે એની જોડે ઝાઝો પરિચય હતોજ નહિ.

" હલ્લો રમણલાલ !" મારી નાસી જતી હીંમતને ટકાવી રાખી મેં કહ્યું. " માફ કરજો હંઅ, મારે તમને આગળથી ખબર આપવી જોઇતી હતી ! ચાર પાંચ દિવસ તમારે ત્યાં આવી જાઉં અને સુરત જોઇ નાખું એ વિચારથી હું તો આવી ચઢયો."

થોડીવાર મૃત્યુસમી શાંતિ પ્રસરી રહી. પછી રમણલાલે જરા




ચિત્રકાર: ] “ હલ્લો રમણલાલ ! ” મારી નાસી [ શ્રી. કલાબ્ધિ
જતી હીંમતને ટકાવી રાખી મેં કહ્યું.

ખોંખારો માર્યો અને કહ્યું: “ તમારા જેવા મુંબઇવાસી આમ ગામડીયા જેવું વર્તન કરે અને અમને અગાઉથી ખબર પણ આપ્યા વિના આવી ચઢે એ બહુ નવાઇ જેવું ! ભલા, અગાઉથી એક કાર્ડ તો લખી નાંખવું'તું ! તમે અહિં પાંચ દિવસ રહેત તો બહુ આનંદ આવત પણ આ તો–એવે કઢંગે વખતે આવ્યા ! કેમ નાનાભાઇ ? ”

“ હા, હું પણ એથીજ વિચારમાં પડી ગયો કે તમે આ બાબતમાં એમને જણાવેલું જ નહિ !” નાના ભાઇ બોલ્યા.

“ પણ છે શું ? ” મેં અકળાઇને પુછ્યું.

“ નારે, બીજું શું હોય ! પણ–અમારે–આજેજ રાતે ભરૂચ લગનમાં જવાનું હતું, પણ–હશે; હવે તમને કાલે બપોરની ટ્રેનમાં વિદાય કરીને, કાલે રાતે ભરૂચ જઇશું. હજી ટાઇમ ચાલે એમ છે, કેમ, નાનાભાઈ ? ” રમણલાલ બોલ્યા.

“ હા...આ, હવે ટાઇમ તો ચાલે તેમ નથી, પણ હવે સમજ્યા ! ” નાનાભાઇ બોલ્યા. પંદર–સત્તર દિવસ રહેવાના વિચારથી મેં મુંબઇમાં ખાસ રજા લીધી અને સુરત સુધીનું ભાડું ખર્ચ્યું અને આ તો આવતી કાલે બપોરેજ પાછા વતન ભણી ?

“ તનમન ! હવે ચ્હા—બાનું તો કરશો ને કે ? આ ચમનભાઇ નહિ તો પાછા મુંબઈ જઇને આપણને ગામડીઆઓને હસશે.” રમણલાલે બહેનને કહ્યું. હું મુંબઇથી જમીને નીકળેલો એમજ ધારી લેવામાં આવેલું છે એ મેં જોયું. ચ્હા પીધી. સાંઝે મને રમણલાલ બાગ બતાવવા લઇ ગયા. સુરતમાં કશુંજ જોવા જેવું નથી અને ખાવા કરવાની પણ બધી ગમત ભૂતકાલની થઈ ગઇ એમ રમણલાલે મને વાતમાં ને વાતમાં કહી દીધું. સાથે સાથે એમ પણ જણાવ્યું કે રાતે બહુજ સાદું જમવાનો એમને ત્યાં ધારો છે !

આ પ્રમાણે રાતે અમે સાદું જમ્યાં. બીજે દિવસે સવારે–મારે

પાછા મુંબઇ જવાને દિવસે, રમણલાલના માને કોઇને ત્યાં કામ હતું એટલે જવું પડયું. હરમનગવરી બાળકોને લઇને પીયર ઉપડી ગયાં; કારણ કે એમના પીયરમાં લગન હતાં. ઘેર રસોઇ કરવામાં રહ્યાં એકલાં તનમન અને નાનાભાઇના પત્ની. એમાં નાનાભાઇના પત્નીને તાવ જેવું જણાયું એટલે તનમનેજ બધી રસોઇ કરી. જેમનું ચિત્ત રસોઇમાં હોયજ નહિ, માત્ર વાવાકોકા ઠેકારી કૉલેજમાં અને ફરવા જવામાંજ જેમને આનંદ હોય તેવાં માણસો રસોઇ કેવી કરી શકે એ તો સહુ કોઇ જાણી શકશે.

આવી સુફીયાની રસોઇ અમે જમ્યા અને એટલામાં તો ગાડીનો વખત થઇ ગયો. ટાંગામાં હું, રમણલાલ અને તનમન બેઠાં. રસોઇ વગેરેમાં હાલની દુકતીઓને કંટાળો આવે પણ સ્ટેશને જવું એ તો સારાં લુગડાં પહેરવાની એક વધુ તક એટલે તનમન મને સ્ટેશને મુકવા રમણલાલ સાથે આવી. રસ્તામાં મેં મારે ખરચે ફરસાણનું એક મોટું પડીકું લીધું. ગાડીમાં હું બેઠો. રમણલાલ અને તનમને બહુજ સ્નેહભાવથી મને " આવજો ! આવજો "ના શબ્દથી સફળ સફર ઇચ્છી અને ટ્રેન ઉપડી ત્યારે તનમને તો સેંટથી મેક મેક થઇ રહેલ નાનો રૂમાલ પણ હલાવ્યો ! મારી સુરતની ટ્રીપ પુરી થઇ ! અલબત, રમણલાલ અને તેમના કુટુંબીઓ ભરૂચ ગયાં નહતાં અને જવાનાં પણ નહતાં એમ મને પાછળથી ખબર પડી હતી !

મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આપણામાંના બધાજ પરોણા થઇ શકતા નથી. હા, જો કેવળરામ જેવા પરોણા રમણલાલ જેવા " પરોણાને રૂખસત આપવાની કલામાં " પ્રવીણ મનુષ્યને ત્યાં જાય તોજ ઉભય પક્ષની કસોટી થાય.

પણ જીવનમાં એમ સરખે સરખાનાં યુદ્ધ ક્વચિતજ થાય છે. બળીયા નિર્બળ ઉપરજ જોર અજમાવે છે. નિર્બળ મનુષ્ય પોતાના કરતાં વધુ નિર્બળનેજ પીડીને સંતોષ માને છે !

અતિથિધર્મ વિશે મેં ઉપર કેટલુંક નિરૂપણ કર્યું તે ઉપરથી સુજ્ઞ જનોને સમજાશે કે કવિઓ અને ધર્મશાસ્ત્રીઓ વગેરે વર્ગે આ બાબતને એટલે કે આતિથ્યધર્મને જોઇએ તે કરતાં વિશેષ મહત્વ આપી દીધેલું છે. કાન્ત જેવા કવિઓ જો છેકજ સ્વપ્નસૃષ્ટિમાં વસતા ન હત અને સમાજને વ્યવહારિક દ્રષ્ટિએ જોતાં શીખ્યા હત તો તે જરૂર કહેત કે:

" મહેમાનો ! ઓ વ્હાલાં ! કદી નવ આવશો,
આંગણીઆં અમ એથી બહુ શોભાય જો.
મહેમાનો ! ઓ વ્હાલાં ! કદી ન પધારશો ! "

# જોઈએ છે—મોટાભાઈ....!

"જોઇએ છે: મોટાભાઇ–જે બધી જાતની જવાબદારી માથે લઇ શકે અને હકોને માટે આતુરતા નહિ બતાવે. ઉમેદવારે જાતે મળવું અથવા છબી સાથે પત્ર લખવો."

'જોઇએ છે' ની ટુંકી જાહેરખબરો આ છાપાના યુગમાં બધાંને જાણીતી છે એટલે એ વિશે ઝાઝું લખવાની જરૂર નજ હોય. એ જાહેર ખબરમાં કાંઇ કાંઇ જાતની માગણીઓ જોવામાં આવે છે પણ હજી સુધી ઉપર લખેલ જાહેર ખબર કોઇ ઠેકાણે છપાઇ હોય તેવું જાણવામાં આવ્યું નથી. છતાં મને લાગ્યા કરે છે કે આવી જાહેર ખબર આપવાની જરૂર ઘણાને જણાયા કરતી હશે.

અલબત્ત, મોટાભાઇ થવામાં અનેક પ્રકારના લાભ છે એની કોઇથી ના પાડી શકાય તેમ નથી. મોટાભાઇ એટલે ઘરમાં પહેલો દિકરો. બાપના ઘડપણમાં જો કોઇ સહાયક નીકળવાનો હોય તો તેજ દિકરો તે જગ્યા લેશે એમ સ્વાભાવિક રીતે પિતા ધારી લે છે. ન કરે નારાયણ અને મારૂં અકાળે મરણ થયું તો આ દિકરો ઘરનું બધું સંભાળી લેશે એવી મીઠી ધારણા સાધારણ રીતે દરેક પિતાના હૃદયમાં હોય છે. માતાને પુત્રને પરણાવવાનો લ્હાવો અને એ રીતે મોંઘેરૂં સાસુપદ ભોગવવાનો અવસર આ મોટાભાઇ દ્વારાજ પ્રાપ્ત થાય છે. સ્વાભાવિક રીતે મોટો છોકરોજ ઘરમાં પહેલો કમાતો થાય એટલે બહેનોને પણ બળેવની રાખડી બાંધ્યાના વધારે રૂપિયા

પહેલાં મોટાભાઇ પાસેથીજ મળે. જ્યારે પિતા નહિ ત્યારે આજ છોકરો એની મીલ્કતનો માલેક થશે એ વિચારથી સગાંવહાલાંઓમાં પણ એ મોટાભાઇની પ્રતિષ્ઠા વધારે. આ અને એવાં અનેક સાચાં કે ખોટાં કારણોને લઇને 'મોટાભાઇ'નું પદ ઘણાંને અદેખાઇ ઉપજાવી રહ્યું છે. ખાસ કરીને નાનાભાઇની દૃષ્ટિએ તો મોટાભાઇની પદવી ઘણી મોટી છે અને ઇર્ષ્યા કરવા લાયકજ છે.

હાલના ખાદીની કફની અને ખાદીની ટોપી અને પગમાં ચંપલના જમાનામાં નાનાભાઇઓને માથે આવી પડતાં દુઃખોમાંથી ઘણા ઓછાં થઇ ગયાં છે પણ માત્ર પંદર વીસ વર્ષ પહેલાંનો જમાનો તમારી આંખ આગળ લાવો તો તમને ખાત્રી થશે કે નાનાભાઇઓને પોષાક સંબંધી ઘણું દુઃખ, જાણ્યે અજાણ્યે, મોટાભાઇ તરફથી મળતું.

મારો નાનોભાઇ હવે તો મોટો થયો છે અને રળતો કમાતો થયો છે એટલે આ દુઃખનું વર્ણન કોઇ કોઇ વાર મારી પાસે બહુ શાંતિથી અને નિષ્પક્ષપાતપણે કરી શકે છે અને તે ઉપરથી મારે પણ કબુલ કરવું પડે છે કે નાનાભાઇઓને મોટાભાઇ તરફથી અમુક બાબતોમાં ઘણો ત્રાસ હતો. દાખલા તરીકે સગાંના લગન વખતે એક ચાયના સીલ્કનો ડગલો અથવા મખમલનો ભરેલો ડગલો અને કાચોબી ટોપી મોટાભાઇને માટે શીવડાવ્યાં હોય કે પછી મોસાળમાંથી કોઇ એથી પણ મોટા મામાના કપડાં નાનાં પડયાં હોય એટલે મળ્યાં હોય. મોટા મામાનાં કપડાં હોય અને તે પછી વખત જતાં મોટાભાઇ પાસે આવે, મોટાભાઇ તે સારી રીતે અનેક વર્ષો સુધી, પહેલાં અંતરસેવા ભરીને અને તે પછી ધીમે ધીમે ઉખાડતા જઇને વાપરે અને પછી જ્યારે આપણને એવાં સારાં લુગડાં પહેરવાનો વખત આવે ત્યારે માતપિતા ઠાવકાઇથી કહેઃ " મોટાભાઇને માટે

એક નવો ડગલો અને એક નવી ટોપી લઇશું, એટલે નાનાભાઇને મોટાભાઇના આ લુગડાં ચાલશે. અલ્યા નાનાભાઇ! ફાવ્યો તું, હો!"

મોટાભાઇ ભલે વયમાં ચાર પાંચ વર્ષજ મોટા હોય છતાં નાનાભાઇ અને બહેનોએ મોટાભાઇને વડીલ તરીકે માન આપવુંજ જોઇએ. મોટાભાઇ ફરીને ઘેર આવ્યો ન હોય તો આખું ઘર જમવાની રાહ જોતું અટવાયા કરે અને પછી એ મોટાભાઇ આવે ત્યારે પણ પિતા કહે; " ભાઇ! ક્યાં ગયા હતા? અમને તો ફીકર થતી હતી."

ઉત્તરમાં મોટાભાઇ ગમે તેવું ફેંકયે રાખે છતાં તેને સત્ય તરીકે ચલાવી લેવામાં આવે અને જો ભુલ્યેચુકયે નાનાભાઇ એ પ્રમાણે મોડો આવે તો ઘરમાં પેસતાંની સાથેજ પિતાની આંખમાં ઝરતો જ્વાલામુખી તેને જોવો પડે.

આવા બધા ગેરલાભો નાનાભાઇઓને નસીબે હોય છે અને આવા લાભ મોટાભાઇને એ પહેલો જનમ્યો એટલા માટેજ મળતા રહે છે. આટલા ઉપરથી ઘણાને એમ લાગશે કે મોટાભાઇ થવામાં માત્ર લાભજ છે. પણ વસ્તુતઃ એમ નથી. એ દેખીતા લાભો પાછળ ઘણા ગંભીર ગેરલાભો ઉભેલા છે. એ ગેરલાભો પુરેપુરા વર્ણવવા એ લગભગ અશક્ય છે એટલે એમાંના થોડા ઘણા અહિં જણાવું છું.

નાનપણથીજ માબાપ મોટા છોકરા ઉપર પોતાની બધી આશાઓ બાંધે છે. ઘર જીર્ણ થઇ ગયું હોય અને ટકાની ડોશી અને ઢબુ મુંડામણ જેવો ખેલ હોય છતાં માબાપ આસાનીથી કહેશે: " છોકરો મોટો થાય એટલે એ દુરસ્ત કરાવી લેશે. અને આ પડાવીને નવું બાંધવું હશે તો તેમ કરી લેશે. અમારે હવે એની ચિંતા શા માટે કરવી?"

માથે થોડું ઘણું દેવું હોય તોપણ બાપાજી નચીંતે બોલશેઃ “ મેં તો બહુ કર્યું. હવે મારે શું ? છોકરો મોટો થઇને ફોડી લેશે. ”

દિકરીઓને માબાપથી બરાબર કરિયાવર નહિ થઇ શકયો હોય તો તે વેળા પણ માતાપિતા ઉદ્દગાર કાઢશેઃ “ તમારા મોટાભાઇ અમારી ઉણપ પુરી કરશે. ”

દરેક બાબતમાં આ પ્રમાણે મોટાભાઇએજ આખાં કુટુંબની લાજ રાખવી. પડી જતાં ઘરને ટેકો આપી ટકાવી રાખવું અને છતાંય પડી જાય તો નવું ઘર બંધાવવું, બહેનોની અધુરી આશાઓ પુરવી, વગેરે કાર્યો બધાંયને સંતોષ મળે તે પ્રમાણે પુરાં કરવાં !

હવે મોટાભાઇ થયા એટલેજ આ બધી ફરજો અદા કરવાને માટે જોઇતી આર્થિક શક્તિ એનામાં હોય છે એમ હોતું નથી. સારાં કુટુંબમાં દાખલારૂપ થવું એ બહુ વિકટ કાર્ય છે અને સાચી મહેનત કર્યા છતાં પણ એ પ્રમાણે થઇ શકાય કે નહિ એ શંકાસ્પદ છેજ અને રહેવાનુંજ. છતાં ધારો કે આ પ્રમાણે અમુક મોટાભાઇ પોતાના નાનાભાઇઓથી વધુ ભણે, વધુ કમાય, બાપદાદાના ઘરને ટકાવી રાખે, બહેનોની અધુરી આશા પુરી કરે અને તે ઉપરાંત પણ ઘણાં બીજાં કાર્યો ‘મોટાભાઇ’ના ઓદ્ધાની રૂએ ફરજરૂપ આવી પડે તે કરે તોયે એને જશનો સંતોષ પણ નથીઃ કારણ કે તે લોકો એમજ કહેવાના કે “ એમાં શી ધાડ મારી ? મોટાભાઇ છે અને કરે છે ! ”

પણ એક વખત જશની વાત પણ જવા દઇએ તો પણ મોટાભાઇના હૃદયમાં અનેક વેળા એક ઝંખના થયાજ કરે છે કે “ મારે મોટોભાઇ હોત તો હું આ બધી આંપદામાંથી છુટો પડત. ”

સંસારની નાની મોટી અનેક ઉપાધિઓથી કચરાતા મોટાભાઇને એકે નાઠાબારી નથી. કોઇની પાસે જઇને પોતાનું હૈયું ખાલી કરવાની તક એને મળતી નથી. કોઇ પાસેથી એને દિલાસો કે આશ્વાસન કે હિંમત મેળવવાની આશા નથી. દિવસે દિવસે સંસારની ઉપાધિઓ વધતીજ જાય છે, કુટુંબ મોટુંજ થતું જાય છે, હૈયાંની મુંઝવણ કપરી થતી જાય છે. તેમાંય પોતાનાં છોકરાંઓ નાનાંજ હોય તો આગથી ભડભડ બળતાં ઘરમાં સપડાયેલ મનુષ્યની સ્થિતિ થાય એવી સ્થિતિ એની થઈ જાય છે. મૃત્યુનો ભય એને ડરાવી શકતો નથી પણ પોતાના મૃત્યુથી પોતાની આસપાસ ઉભી કરેલ સૃષ્ટિની શી દશા થશે એ ખ્યાલથી એ કંપી ઉઠે છે.

કુદરત અને વિધિએ ઉભાં કરેલ અનેક બળો જોડે એકલા લઢવું એમાં શી યાતના સમાયેલી છે તે તેવી સ્થિતિમાં મુકાયેલ માણસજ જાણી શકે. મહાન વિભુતિઓ આવાજ સંજોગોમાં નબળા દુશ્મનો સામા પણ છેવટ હાર ખાઈ જાય છે. નેપોલિયન મોટોભાઈ ન હતો છતાં મોટાભાઈનું પદ એણે લીધું હતું એટલે છેવટે વેલીંગ્ટન જેવા ઉતરતા પ્રકારના નાયકને હાથે એણે હાર ખાધી. મોટાભાઇઓની પણ આવીજ સ્થિતિ અમુક સંજોગોમાં થઈ જાય છે અને તેવી વેળાએ એના અંતરમાં એકજ ઇચ્છા પ્રગટ થાય છે અને તે એ કે " મારે જો મોટો ભાઈ હોત ! "

અને એટલે જ " જોઇએ છે-મોટોભાઈ " એ પ્રકારની જાહેરખબર આપવાથી મોટોભાઈ મળતો હોત તો એવી જાહેરખબરો ઘણા મોટા પ્રમાણમાં છાપાઓમાં જોવામાં આવત !

# ભાષણકર્તા

હું અને મારા મિત્ર મનસુખભાઇ એક ઇરાનીના રેસ્ટોરામાં ચાહ અને ખારી બીસ્કીટને ઇન્સાફ આપતા બેઠા હતા ત્યાં મને એક વાત સાંભરી આવી. અમારી ન્યાતમાં એક મંડળનો વાર્ષિક મેળાવડો હતો તેનું પ્રમુખસ્થાન લેવાનું મેં એમને કહ્યું. સાધારણ રીતે મનસુખભાઇ બહુ શાંત પ્રકૃતિના માણસ છે, ભલા છે, એમણે વાંચેલું પણ સારું છે અને સુશિક્ષિત અને સંસ્કારી છે. પ્રમુખસ્થાન લેવાનું કહેવામાં મારો આશય કોઇ પણ રીતે ખરાબ નહોતો છતાં મારી આ વિનંતી સાંભળતા જ મનસુખભાઇના મુખ ઉપર રતાશ ચઢી ગઇ. તેમની આંખ ક્રોધથી લાલ થઇ ગઇ. ઘેર હોત તો કદાચ મનસુખભાઇ હાથ પણ ઉપાડત પણ રેસ્ટોરામાં હતા એટલે એઓ પોતાનો ગુસ્સો કાબુમાં રાખીને બોલ્યા. " નાનાભાઇ ! આ વખતે તમે મને આમ કહ્યું એ હું ગળી જાઉં છું પણ–પણ કૃપા કરીને મને ફરીથી એમ ન કહેતા. "

હું તો સડક જ થઇ ગયો. કંઇક ચીડાયો પણ ખરો. મેં કહ્યું, " એમાં મેં શું તમને કહી નાખ્યું કે આમ રાતા પીળા થઈ જાઓ છો ! પ્રમુખ થવાનું કહ્યું એમાં ગાળ તો નથી દીધી ને, બીજા કોઇ તમારી જગ્યાએ હોય તો ઉલટા મારો આભાર માને અને અત્યારનું રેસ્ટોરાંનું બીલ પણ પોતે જ ચુકવી આપે. "

પોતે ગુસ્સામાં ને ગુસ્સામાં બોલી તો નાખ્યું પણ હૈયામાં

કે પાપ નહિ એટલે ઠંડા પડી જઇને મનસુખભાઇ બોલ્યા: “ માફ કરજો હં ! હું જરા વધુ પડતો ચીડાઇ ગયો. પણ જો તમને મારા જેવો અનુભવ થયો હોય તો તમે પણ મીજાજ ખોઇ નાખો.”

“ હજી પણ મને આમાં સમજણ પડતી નથી. પ્રમુખ થવાનું કહેવું એમાં અપમાન શાનું ? ” મેં કચવાઇને પુછ્યું.

“ અરે ભાઇ ! પ્રમુખસ્થાન તો તમે કહેતા હો તો હું સાહિત્ય પરિષદનું લઉં. કે કહો તો વડી ધારાસભાનું લઉં. તેમાં હું ગભરાતો નથી અને મને એમાં અપમાન પણ લાગતું નથી; પણ પંચાતી છે ભાષણ કરવાની. તમારે ભાષણની જરૂર ન હોય તો લાવો હું પ્રમુખ થાઉં. ” મનસુખભાઇએ કહ્યું.

“ પણ ભાષણમાં દુ:ખ શાનું છે ? ” મેં પુછ્યું.

“ એ તો ભાઇ, મારી કથા સાંભળો ત્યારે ખબર પડે. બાકી તો એમ દુનિયામાં કયાં નથી બનતું કે એક માણસ દુધ ઉપર જ જીવે તો બીજો માણસ દુધ પીએ તો મરવા પડે. હું જાણું છું કે તમારા જેવા ઘણાને હું ઓળખું છું પણ ખરો. તમે લોકો ગ્રામોફોનની રેકર્ડ જેવા છો. તમને કોઇએ કહેવું જોઇએ કે ‘ નાનાભાઇ, જરા પ્રસંગાનુસાર બોલો ને; કે તરત તમે શરૂ કરવાના જ. ”

“ હા, એ તમે સાવ સાચું કહ્યું. ” હું બોલ્યો. “ કોઇ પણ જગ્યાએ, કોઇ પણ સમયે અને કોઇ પણ વિષય ઉપર હું ગમે તેટલો વખત બોલ્યા કરૂં. એમાં વળી ગભરાવાનું શાનું ! ”

“ એ જ પ્રમાણે મને તમે એક આરામખુરશી આપો અને થોડી સીગરેટ મારી પાસે મુકો તો હું પણ કોઇ પણ જગ્યાએ, કોઇ પણ સમયે અને કોઇ પણ વિષય ઉપર ગમે તેટલો વખત ગપ્પાં મારવા તૈયાર છું પણ તે આરામખુરશીમાં પડયો પડયો.

ભાષણનું નામ આવ્યું એટલે મારા હાંજા જ ગગડી જાય છે.” મનસુખભાઇએ કહ્યું.

આ જાતનો ભાષણ કરવાની ના પાડનાર અને પોતે ભાષણ કરવાને અશકત છે એમ કહેનાર માણસ મેં મારી જીંદગીમાં પહેલો જ જોયો. માનસશાસ્ત્રના કો અગમ્ય નિયમાનુસાર કુદરતે મનુષ્યોમાં અમુક અમુક ગુણ—કે અવગુણ મુકેલા છે તેમાં અમુક બાબતો આપણી નજરે ખાસ તરી આવે છે. ગુજરાતની ગુજરાતણો લોઃ દરેક હિન્દુ ગુજરાતણ પોતે ઉંચામાં ઉંચા પ્રકારના ગરબા ગવરાવી શકે છે એમ ધારે છે. હિન્દુસ્તાનના અન્ય પ્રાંતોની સ્ત્રીઓમાં ગરબાની પ્રથા હોતી નથી એટલે એ સ્ત્રીઓ આ ગરબાની કલા પોતાને જન્મથી જ વારસામાં મળી છે એમ ધારે છે કે કેમ એ હું ખાત્રી પુર્વક કહી શકતો નથી. પણ એવું લાગે છે તો ખરૂં જ. યુરોપ અને અમેરીકાના સાહિત્યના વાંચન ઉપરથી એમ ફલિત થાય છે કે ત્યાંની સ્ત્રીઓ પણ પોતે બહુ સુંદર રીતે ગાઇ શકે છે એમ ધારે છે જ—સર્વ સ્ત્રીઓ નહિ ધારતી હોય તો પણ એમાંની મોટી બહુમતિ તો એમ ધારી લે છે જ. પણ આપણે એમ આઘા શા માટે જઇએ ? જ્યાં ત્યાં સમાંજ સરખો જ છે. આપણા સ્ત્રી પુરૂષોનું પ્રથક્કરણ કરીએ તો આખા જગતના મનુષ્યોનું પૃથક્કરણ કર્યા બરાબર જ ગણાય.

આપણે પાંચ પચાસ માણસો બેઠા હોઇએ; એમાં કોઇ પણ પુરૂષને આપણે કહીએ કે “ ભાઇ, જરા ગાઓ ને !” તો એ પુરૂષ એ જાતની બેવકુફી કરવા જેટલો મૂર્ખ નહિ નીકળે એમ હું તો ધારૂં છું. અલબત્ત, અમુક ટકાના પ્રમાણમાં મનુષ્યો ગમે તે પ્રસંગે બેવકુફ બનવા તૈયાર જ હોય છે એ વાત જાણીતી છે. પણ એ પ્રકારના મનુષ્યોને તો આપણે ગંભીર ચર્ચામાંથી બાતલ જ કરવા જોઇએ. માત્ર હું જે કહેવા માગું છું તે આટલું જ કહેવા માગું છું કે

કોઇ પણ સામાન્ય વ્યવહારનિપૂણ પુરૂષ આ પ્રમાણે આપણા કહેવાથી પાંચ પચાસ માણસોની હાજરીમાં સંગીતના ક્ષેત્રમાં ઝુકાવી, આપણા આનંદ ખાતર પોતે એવકુફ નહિ જ બને. તે હિંમતથી ધસીને ના પાડશે કે 'ના રે, મહેરબાન, મને સંગીત આવડતું જ નથી.' અને જો ભુલે ચુકે કોઇએ એ પ્રમાણે બાફવાની હા પાડી તો એ ભાઇ ગમે તેવી પદવી ધરાવતો હોય કે મોટો માણસ હોય છતાં તેને, તેણે ચીજ અરધી પુરી કરી ન હોય તેટલામાં તો, હાજર રહેલાઓ સંગીતના ક્ષેત્રમાં એનું ખરૂં સ્થાન કયું છે/તે સમજાવી દે છે.

પરંતુ પાંચ પચાસ તો શું પણ ઘણી વધારે સંખ્યામાં સ્ત્રીઓ ભેગી મળી હોય અને સાથે મરદો પણ સારી સંખ્યામાં હાજર હોય તે સમયે કોઇના કહેવાની રાહ પણ જોયા સિવાય કોઇપણ સ્ત્રી ગરબો ગવડાવી શકે છે. સંગીતના શાસ્ત્રના એકેએક નિયમનું ચોકખું ખૂન કરીને એ સ્ત્રી ગાતી હશે. એનો અવાજ મનુષ્યના અવાજ કરતાં કોઇ અન્ય પ્રાણીનાં અવાજ જેવો હશે, એને એ ગરબો પૂરો મોંયે પણ આવડતો નહિ હોય; છતાં એ સ્ત્રી નિડરતાથી, ઉત્સાહથી, બેદરકારીથી તે ગરબો ગાશે. વચમાં લીટીઓ બીજી સ્ત્રીઓ પાસેથી પુછી લેતી જશે અને ઘેર જઇને, પોતાનો ગરબો સફલ ગરબાઓ-માંનો એક હતો એમ અડોશીપડોશીઓમાં કહેશે ! આમ છતાં કોઇ પણ બીજી સ્ત્રી એને સત્યતાનું ભાન નહિ કરાવે. એનું કારણ મને એટલું જ જણાય છે કે દરેક સ્ત્રી પોતે એમ જ માને છે કે સ્ત્રીનો જન્મ મળ્યો—ગુજરાતમાં હિન્દુ સ્ત્રી તરીકે ;એ અવતરી એટલે એને ગરબાની કલા સિદ્ધ થઇ જ ચુકી. આમાં સ્ત્રીઓ એકેકના દુર્ગુણ ઢાંકવા માટે કેવો અપ્રતિમ સહકાર સાધી શકે છે તેનું પણ ઉજ્વલ દૃષ્ટાંત જણાઇ આવે છે. પણ હશે. એમાં આપણને શું ?

હું કંઇક આડો ઉતરી ગયો. મારૂં કહેવું એમ છે કે જેમ

સ્ત્રીઓમાં ગરબા ગાવાની ઘેલછા છે એમ જ પુરુષોમાં પણ એક બીજા પ્રકારની ઘેલછા છે. સૌ કોઇ એમ સમજે છે કે ભાષણ કરવું એ રમતની વાત છે. જે કોઇ પણ પુરુષ બોલી શકતો હોય તે ભાષણ પણ કરી શકે જ આ પ્રકારની માન્યતા એમના હૃદયમાં ઘર કરીને રહી ગઈ છે. પરંતુ આ જાતના આજન્મ ભાષણકર્તાઓ વિશે વધુ વિવેચન કરવું નકામું છે, કારણકે કોણ એવો ભાગ્યશાળી પુરુષ હશે કે જેણે આ પ્રકારના ભાષણકર્તાઓના ભાષણો સાંભળ્યાં જ નહિ હોય અને એને લઇને ભોગવવી પડતી વ્યથાઓ ભોગવવાનો અશુભ અવસર પ્રાપ્ત જ નહિ કર્યો હોય!

“ એટલે જુઓને, ” મનસુખભાઇએ ખાવાનું અને પીવાનું કામ આટોપી લઇને મારી પાસેથી સીગરેટ લઇને સળગાવી અને પછી બોલવા માંડ્યું. “ તમે મારો શરમાળ સ્વભાવ તો જાણો છો. હું છેક નાનો હતો ત્યારથી મેં ભાષણ કરવાનો ધંધો હાથમાં લીધેલો જ નહિ. આ પ્રમાણે ભાષણ ન જ કરવાનો મારો નિશ્ચય હતો જ. એવામાં આપણા પેલા જયંતભાઇ ખરા ને ? એમનો કીસ્સો મારા જોવામાં અને જાણવામાં આવ્યો; ત્યારથી તો મેં રીતસરની પ્રતિજ્ઞા લીધી છે કે મારે ભાષણ કરવાનું કબૂલ કરવું નહિ. ”

“ હા, જયંતભાઇને તો ઓળખ્યા, પણ એમનો કીસ્સો શો તેની મને ખબર નથી. ” હું બોલ્યો.

“ નહિ ખબર હોય તો હું કહું. ” મનસુખભાઇએ જવાબ આપ્યો. “ જાણે બનેલું એમ કે એ જયંતભાઇ પણ મારા જેવા જ શાંત અને શરમાળ સ્વભાવના અને જન્મારામાં કોઇ દિવસ ભાષણ એમણે કરેલ નહિ. છતાં એક વખત અમુક મેળાવડામાં એક વ્યક્તિને માનપત્ર આપવાનું હતું એમાં મૂળ વકતા તરીકે કોઇએ એમનું નામ સૂચવ્યું અને પોતાને કમનસીબે જયંતભાઇએ તેમ કરવાની હા પણ પાડી દીધી.

" સભાને વીસ પચીસ દીવસની વાર હતી પણ જયંતભાઇએ તો બીજા જ દીવસથી એની તૈયારીઓ ધમધોકાર ચાલુ કરી દીધી. જીંદગીમાં પહેલું જ ભાષણ કરવાનું એટલે મનમાં એ ગભરાયલા ઘણા જ; પણ સાથે સાથે એમને એમ પણ થઇ આવેલ હશે કે ભાષણ કરવું તો એવું કરવું કે ઘડીભર લોકો છક થઈ જાય. બીજે જ દીવસે, ઓફીસથી છુટીને એમણે લાયબ્રેરીનો રસ્તો લીધો. અમને આશ્ચર્ય તો ઘણું થયું પણ એમણે કૈં ખાસ ખુલાસો આપ્યો નહિ. પાછળથી અમને ખબર પડેલી કે ડીમોસ્થનીસથી માંડીને, ગ્લેડસ્ટન, બ્રાયન, બર્ક, સુરેન્દ્રનાથ બાનરજી વગેરેનાં ભાષણોનાં પુસ્તકો એ ઘેર લઇ આવ્યા અને રાતના બે બે વાગ્યા સુધી એનું અધ્યયન શરૂ કરી દીધું. રોજના છાપામાં પણ જો કોઇનું ભાષણ હોય તો તે ધ્યાનથી વાંચી જાય ! ધીમે ધીમે ઓફીસના કામમાં પણ એમનું ચિત્ત લાગે નહિ. સોલીસીટરની ઓફીસમાં જુના માણસ રહ્યા એટલે એમને ઝાઝો વાંધો આવ્યો નહિ પણ ઓફીસમાં પટાવાળાથી માંડીને સોલીસીટર શેઠ સુધીના માણસોને વહેમ પડયો કે ' કહો ન કહો પણ જયંતભાઇ કૈં પૈસા સંબંધી કે સંસારની ઉપાધિમાં સજડ આવી ગયા છે. '

" પુસ્તકોનું વાચન પુરૂં થઇ ગયું એટલે એમણે પોતાનું ભાષણ તૈયાર કરવા માંડયું. ભાષણ ગુજરાતીમાં કરવાનું રહ્યું એટલે સાહિત્ય પરિષદની દરેક દરેક બેઠકના પ્રમુખના ભાષણ એમણે વાંચી નાખ્યાં. એમના મગજને માટે જે વહેમ ઓફીસના માણસોને પડવા માંડયો હતો તે વહેમ ઘરના માણસોને પણ પડવા માંડયો. જયંતભાઇનો આહાર ઘટી ગયો. રાતના ઉંઘ પણ બરાબર આવતી નહિ. આસ્તે આસ્તે એમણે ઉંઘમાં પણ કૈંક છુટક છુટક વાકયો, મોટા ઘાંટાથી બોલવા માંડયાં. એમના પત્નીને એમની તબીયતની ચિંતા થવા માંડી. પત્નીએ એમને દાકતરની સલાહ લેવાનું કહ્યું જેના

જવાબમાં જયંતભાઇએ લગભગ પચીસ મીનીટનું, ભલભલા વક્તાને પણ પાછા પાડી દે તેવું ભાષણ ઠોકી દીધું. એમના પત્નીના કહેવાથી મેં જાણ્યું હતું કે તે વખતનો તેમનો ચહેરો શાંત સ્વભાવના જયંતભાઇ કરતાં કોઇ ગાંડા આદમીને વધારે મળતો દેખાયો હતો. ઘડીકમાં ટેબલ ઉપર મુઠીઓ અફાળી તો ઘડીકમાં ગજવામાં હાથ ઘાલીને, ઘડીકમાં વાસ્કુટમાં બે ખભા આગળથી બે હાથ ઘાલીને એટલા મોટા ઘાંટા પાડીને એમણે દાકતરોની સામા પણ અસંબદ્ધ વાક્યોમાં આ ભાષણ આપ્યું કે આસપાસના પડોશીમાંથી બે ત્રણ દોડી આવ્યા. પત્નીએ રડવા માંડયું અને તે જોઇને છોકરાંઓ પણ કકળી ઉઠયાં. જેમ તેમ એ પ્રકરણ પુરૂં થયું. પણ તેજ દિવસે ઓફીસમાં શેઠે તેમને એક કેસ સંબંધી કહ્યું એટલે જયંતભાઈ પાછા ઉખડી પડયા. ત્યાં તો તેમણે 'પ્રમુખ મહાશય, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો'ના વાકયથી જ શરૂ કર્યું અને તેમાં મુડીવાદીઓ, કોમવાદીઓ વગેરેને ખુબ ઝાપટયા! તમે જાણો છો કે એ ઓફીસ તો એમના ઘર જેવી છે એટલે એમને નોકરી બાબત કૈં ઉપાધિ થઇ નહિ પણ શેઠે જયંતભાઇના બેએક સગાને કહીને એમને એક મહીનાની રજા આપી અને મહીનો આરામ લઇને તમે પાછા આવજો એમ જયંતભાઇએ કહ્યું.

"જયંતભાઇને તો આટલુંજ જોઇતું હતું. ભાષણને માટેની તૈયારી વધારે સારી રીતે થઇ શકશે એમ એમને લાગ્યું. એક સાદું, નાનું ભાષણ કરવાનું હતું એમાં જયંતભાઇનું આવું પરિવર્તન થઇ ગયું છે એમ કોણ જાણે? એટલે અમે બધા તો એને માટેના કારણો શોધવામાં ગુંથાયા પણ ખરૂં કારણ અમે શોધી જ શક્યા નહિ. સભાનો દિવસ પાસે આવતો ગયો. જયંતભાઇ સવારના વહેલા ઉઠી, ચાહ પીધી ન પીધી કે ફરવા ઉપડી જાય અને ત્યાં દરિયા ઉપર દૂર જઇને પ્રચંડ અને બુલંદ અવાજે ભાષણ કરે.

ઘેર પાછા બારેક વાગે આવે અને ખાધું ન ખાધું ને પાછા બહાર રખડવા નીકળી પડે, ઘરમાં બેસે અને ભાષણ કરવા માંડે તો પાછી પેલા દિવસે થયેલી તેવી ફજેતી થાય એટલે પોતે બહાર રખડવાનું જ રાખતા. પોતે ભાષણ કરવાને માટે આ બધી તૈયારી કરે છે એ જાતનો ખુલાસો એમણે પહેલેથી જ શા માટે ન કર્યો એની મને આજ સુધી સમજણ પડતી નથી. જુદે જુદે ઠેકાણેથી જયંતભાઇ માટેની ફરિયાદો આવતી ગઇ. એકવાર પોલીસ જમાદારે પણ મને આવીને કહ્યું કે જયંતભાઇએ એમના થાણા ઉપર જઇને પાંતરીસ મીનીટ સુધી વાક્પ્રવાહ ચલાવ્યો હતો. સભાનો વખત લંબાયો હોત તો કદાચ અમે જયંતભાઇને બહારગામ લઇ જાત અને એમને ગાંડા ગણીને એમના મગજની શાંતિને માટેના ઇલાજો એક પછી એક શરૂ કરી દેત કારણ કે પછી તો ગામના છોકરાંએ પણ 'ગાંડો,' 'ગાંડો આવ્યો' કહેવાનું શરૂ કરી દીધું હતું.

"પણ સુભાગ્યે એ સભાનો દિવસ આવી પહોંચ્યો. સભાના કાર્યકર્તાઓ મુંબાઇમાં અને અમે બધા પરામાં રહીએ અને આ બધું બનેલું પણ વીસ બાવીસ દીવસની અંદર એટલે એમને જયંતભાઇના વર્તન સંબંધી કશી ખબર પડી ન હોવી જોઇએ. સમય પહેલાં આશરે ત્રણેક કલાક થયાં જયંતભાઇ સભામાં પહોંચી ગયા હતા. એ ત્રણે કલાક, હોલના જુદા જુદા ખુણામાં ઉભા રહીને જયંતભાઇએ બબડયા કર્યું. સમય થયો. હોલ માણસોથી ભરાઇ ગયો. પ્રમુખે પ્રમુખસ્થાન લીધું. થોડીવારમાં જયંતભાઇનો વારો આવ્યો. શિયાળાની કકડતી ઠંડીમાં પણ જયંતભાઇના ડગલાની અંદરનું ખમીસ પરસેવાથી તરબોળ થઇ ગયું હતું. તેમનું આખું શરીર જાણે મેલેરિયાની ટાઢ ચડી હોય તેમ ધ્રુજતું હતું. મહા મહેનતે જયંતભાઇ ખુરશીમાંથી ઉભા થયા. તેમણે બોલવાનું શરૂ

કર્યું. : 'પ્રમુખ શુભાશય—ના-અરે, એટલે કે પ્રમુખ પરાશય—અં—અ—આ—મીસ્ટર પ્રેસીડંટ, જેંડીઝ અને લેંટલમન—અ—આ—'

ભારે કોલાહલ વચ્ચે જયંતભાઇ ઉભા હતા ત્યાંથી ગબડી પડયા. દાકતરોની દોડાદોડી થઇ રહી. બે ચાર ક્ષણ પહેલાં જે ઓડીઅંસને એમ લાગતું હતું કે આ શિકાર ઠીક હાથનાં આવ્યો છે તે હવે કરૂણ વાતાવરણમાં ફેરવાઇ ગયું. કોલનવોટર, સ્મેલીંગ સોલ્ટ વગેરેની મદદથી એમને કંઇક શુદ્ધિમાં લાવવામાં આવ્યા અને પછી મોટરમાં એમને ઘેર પહોંચાડવામાં આવ્યા. ત્યાં બેચાર દિવસની બિમારી ભોગવ્યા પછી પાછા પોતે ટટાર થયા. તે પછી એમણે છુટક છુટક ખુલાસા જુદે જુદે સમયે અમને આપ્યા તે ઉપરથી એમના અનુભવનો આખો ઇતિહાસ અમે જાણી શકયા—કલ્પી શકયા. તે પછી તરતજ મેં પ્રતિજ્ઞા લીધી કે ગમે તે થઇ જાય તો પણ મારે ભાષણ કરવાની હા પાડવી નહિ. આમ કરવામાં મારી કંઈ ભુલ થાય છે ખરી ?"

"ના, હું નથી ધારતો," મેં ઉત્તર દીધો અને મનસુખભાઇ પોતાના વિચારમાં મશગુલ થઇને હોટેલની બહાર ઝડપથી ચાલ્યા જઇને ફુટપાથ ઉપર ઉભા રહ્યા એટલે ન છુટકે, ઇરાનીનું ચઢેલું બીલ ચુકવવા મેં મારી પર્સ કાઢી.



# "'મોટે' મ્હોંયે 'નાની' વાત"

"નાને મોંયે મોટી વાત નહિ કરવી" આ કહેવત બહુ જાણીતી છે અને વડીલો જરાજરામાં એ કહેવત પોતાનાથી નાનાં ગણાતાં માણસો માટે વાપરતાં અચકાતાં નથી. ઘરમાં નાનાં છોકરાંએ ધીંગાણું માંડયું હોય તે વેળા કોઇ વડીલ એમને તતડાવે તે વખતે જો એકાદ છોકરૂં હિંમત લાવીને કહે કે "અત્યારે તમે અમને ધમકાવો છો, પણ કાલેજ તમે વાત કરતા હતા કે તમે પોતે નાના હતા ત્યારે અમારાં કરતાં બહુજ વધારે મસ્તી કરતા હતા તેનું શું? તો તે વેળા તે વડીલ એ છોકરાંઓની માફી માગવાને બદલે તરત એમ કહેશે. "બસ, ચુપ! નાને મોંયે મોટી વાત કરવી નહિ."

આપણા પોતાના લુંગડાંને માટે વાત ચાલતી હોય તેમાં પણ જો આપણે નાનપણમાં એમ કહ્યું હોય કે "મારે અમુક જાતનોજ ડગલો જોઇએ છીએ; બાપા, મા વગેરે બધાં પોતપોતાની મરજીમાં આવે તેવાં કપડાં શીવડાવે અને અમારે અમારી મરજી માફક નહિ શીવડાવવાનાં?" તરત જવાબ મળે. "નાને મોંયે મોટી વાત નહિ કરવી એમ તને કેટલીકવાર કહ્યું છતાં પડપડ બોલ્યાજ કરે છે;"

ઑફીસમાં શેઠ ગમે તેવો અન્યાયી, અણસમજુ, ભુલભર્યો હુકમ કાઢે છતાં જો કોઇ મામુલી કલાર્ક એ શેઠને એ અન્યાય, એ

અણસમજુપણું, એ ભુલ સમજાવવા જાય તો તરતજ તેને સાંભળવું પડેઃ " નોકરી કરવી હોય તો સીધી રીતે કર્યા કરો. મને શિખામણ આપનાર તમે કોણ? નાને મોંયે મોટી વાત નહિ કરો."

એક વખત એક મોટી બેંકના મેનેજરે ઑફીસમાં એક નવો ધારો અમલમાં મુકયો. એ ધારો કઢંગો અને ભુલભર્યો હતો એ લગભગ બધાજ કલાર્કોના ધ્યાનમાં આવ્યું પણ એ સત્ય પેલા મેનેજરને સમજાવે કોણ? એટલામાં એક માણસ જે આ જાણીતી કહેવતનો પરચો બરાબર જાણતો ન હતો તે તૈયાર થઇ ગયો. તેને ઘણાએ સમજાવ્યો પણ તે એકનો બે થયો નહિ. " સાચું કહેવામાં ગભરાવું શું? " આમ કહીને એ મેનેજર પાસે ગયો અને તેને સ્પષ્ટ ભાષામાં પેલા ધારામાં રહેલ મૂર્ખાઇની સમજણ પાડી. અલબત્ત, આ સેવાના બદલામાં મેનેજરે એ કલાર્કની સારી જેવી ધોકણી ધોઇ અને કહ્યું. " નાને મોંયે આવડી મોટી વાત કરનારને હું મારી ઑફીસમાં રાખવા માગતો નથી. આટલું કહીને એમના હાથમાં બે માસનો પગાર મુકી દેવામાં આવ્યો અને એ ભાઇ આ કહેવતનો મર્મ સમજેલા નહિ એને પરિણામે નોકરી ખોઇ બેઠા!

ઘરમાં બાપુજી રાતના મોડા આવતા હોય તેને લઇને મા એમની સારી રીતે ઉધડી લેતાં હોય તે વેળા કોઇ છોકરું બોલી ઉઠેઃ " હા, મા, અમે જરાંક મોડાં આવીએ છીએ તો બાપુજી અમારી છાલ ઉખેડી નાખે છે. અને પોતે રોજ મોડા આવે છે તેનું કાંઇ નહિ! તમે કહો છો તે બરાબરજ કહો છો. " તો પછી બાપુજી અને મા બન્ને પેલાં છોકરાં ઉપરજ ઉતરી પડે અને કહી નાખેઃ " ખબરદાર જો, હવે પછી નાને મોંયે મોટી વાત કરી છે તો! જો મોટો આવ્યો છે તે બાપનો વાંક કાઢતાં શરમાતો નથી? શું એ અને તું સરખા છો? "

આ પ્રમાણે આ કહેવતના ઉપયોગમાં ઘણીખરી વેળા અન્યાય થવાનો સંભવ છેજ પણ વડીલોને એ ફાવતી આવે છે એથી એનો ઉપયોગ બહુ છુટથી થતો આવ્યો છે. અને થશે. પરંતુ એથી ઉલટી કહેતી " મોટે મોંયે નાની વાત નહિ કરવી " ઉપર જો વિચાર ચલાવવામાં આવે તો જણાશે કે એનો પ્રચાર પણ છુટથી થવાની જરૂર છે. જો પ્રમાણિકપણાથી ઉપયોગમાં લેવામાં આવે તો જેમ " નાને મોંયે મોટી વાત કરવી નહિ. " એ કહેવત ન્યાયી છે, જરૂરની છે અને અનેક રીતે મનુષ્યોને શિખામણ આપનાર છે તેમજ " મોટે મોંયે નાની વાત નહિ કરવી. " એ કહેવત પણ ન્યાયી છે, જરૂરની છે અને ઘણી રીતે અનેકને બોધકર્ત્તા છે. પંચાતી એટલી છે કે જેમ વડીલો, શેઠીઆઓ, ઉપરીઓ વગેરે " નાને મોંયે " વાળી કહેતી છુટથી વાપરી શકે છે તેમ નાના માણસો, છોકરાંઓ વગેરે પોતાના ઉપરી, શેઠીઆઓ અને વડીલો પ્રત્યે ' મોટે મોંયે નાની વાત ' ની કહેતી છુટથી વાપરી શકતાં નથી, એટલુંજ નહિ પણ જ્યાં સુધી સમાજતંત્ર હાલ ચાલે છે તેવું ચાલ્યા કરશે ત્યાં સુધી વાપરી શકવાનાંજ નહિં ! આજ કારણથી આ જરૂરની અને ન્યાયી કહેતી વધુ પ્રચારમાં આવી નથી અને આવશે પણ નહિ એમ મને તો લાગે છે.

માત્ર અમુક દાખલાજ અહિં આપું છું જે ઉપરથી મારી ધારણા ખરી છે એમ સર્વની ખાત્રી થશે.

અમુક ઓફીસમાં એક કલાર્ક હોય; વીસ પચીસ વર્ષથી ત્યાંજ નોકરી કરતો હોય અને છતાં સીત્તેર–પોણોસો રૂપરડીના પગાર ઉપર પહોંચ્યો હોય. એ વીસ વર્ષમાં સંતાનો રૂપી ઉપાધિ ઉપરાંત બીજી અનેક ઉપાધિઓ વધી હોય અને તેના પ્રમાણમાં ખર્ચ પણ વધતો જતો હોય, આથી અકળાઇને તે માણસ પોતાના ઉપરી આગળ ઉભો થાય અને પોતાના પગારમાં અમુક પણ

વધારો કરવાની કાકલુદી કરે તે વેળા પેલો શેઠીઓ ભવાં ચઢાવી કહેઃ 'હું તમને સાફ કહી દઉં છું કે તમારે નોકરી કરવી હોય તો હવેથી પ્રમોશન માટે મારી પાસે આવતા નહિ. તમને જે પગાર મળે છે તે સારો મળે છે. બીજે વધારે મળતો હોય, કોઇ આપતું હોય તો ખુશીથી ચાલ્યા જાઓ."

આવી વેળાએ પેલો માણસ નમ્રતાથી પણ દ્રઢતાથી કહે કે "મુરબ્બી! મોટે મોંયે આવી નાની વાત તમને શોભે નહિ!" તો? પણ સંજોગોને પરવશ થયેલ એ કલાર્ક આમ કહી શકતો નથી અને મુંગે મોંયે પોતાને કામે લાગી જાય છે.

કોઇ પૈસાદાર પુરૂષને ત્યાં બ્રાહ્મણ હોય. બ્રાહ્મણ શાક લેવા જતો હોય તે વેળાએ પુરૂષને ત્યાં બે ત્રણ અજાણ્યા મનુષ્યો બેઠાં હોય. રસોઇયાને એમ લાગે કે પરોણા હશે અને એવાં અનુમાનને લઇને શેઠાણીએ દોઢશેર શાક લાવવાનું કહ્યું હોય છતાં અઢીશેર શાક લઇ આવે અને શાક બનાવી દે. વાતની ખબર પડતાં શેઠાણી ત્રાડ પાડેઃ "આ ઘરના માલીક તમે છો કે હું? લાજ જાત તો મારી જાતઃ એમાં તમને શું હતું? છતાં મને પુછ્યા વગર તમે વધુ શેર શાક લઇ આવી ત્રણ પૈસા વધુ ખરચી નાખ્યા! એ મારે ત્યાં નહિ ચાલે."

આના જવાબમાં તે બ્રાહ્મણ વિનયથી એમ કહે કે "બાઇ! પ્રભુએ તમને પૈસા આપ્યા છે, આબરૂ આપી છે, પદવી આપી છે તો તેનો સદુપયોગ કરી લ્યોને. ત્રણ પૈસા જેવી નજીવી ચીજ માટે તમે આવા શબ્દો બોલો તે ઠીક નહિ. મોટે મોંયે નાની વાત ન શોભે!" પણ નોકરી જવાની બીકે કોઇ બ્રાહ્મણ આમ કહેતો નથી એ જાણીતી વાત છે.

રાતના અગીઆર–સાડા અગીઆરનો સમય હોય, નવી વહુ

આખો દિવસ ઘરનો ઢસરડો કરીને થાકી પાકી પોતાના પીયુને મળવા પોતાની મેડી પર જતી હોય તે વેળા સાત આઠ છોકરાંની માતા થયેલ પાંસઠ વર્ષની સાસુ તેને ઉભી રાખે અને કહેઃ “ કેમ, ચાલ્યાં? ધણી ક્યાં ભાગી જવાનો છે? રસોડામાં બધું ઉચું નીચું કર્યું? કે પછી એ બધું મારા જીવપર નાખીને જાઓ છો! કાલે બિલાડીએ બગાડ કર્યો હતો તે જાણો છો! પણ હા, બાપુ, હા. જાઓ! મારાં કરમ હું ફોડી લઇશ!”

આવે સમયે વહુ એમ કહી શકે કે “ સાસુજી! પાંસઠ વર્ષે તો જરા સાચું બોલો. આખો દિવસ મેં એકલીએ વહીતરૂં કર્યું અને હવે ઠેઠ સાડા અગીઆરે સુવા જાઉં છું ત્યારે શીદ મહેણાં મારો છો? અને સુખ આપવા જાઉં છું તે તમારા છોકરાનેજને! મોટે મોંયે નાની વાત કરતાં જરા તો લાજો.” પણ વ્યવહારિક દુનિયામાં આવી વહુઓ શોધી મળતી નથી અને સામો જવાબ દેનાર વહુઓ હોય છે તેમને આવું કહેવાની સાસુઓની હિંમત પણ ચાલતી નથી.

આવા દાખલાએ અનેક ગણાવી શકાય એમ છે, લક્ષાધિપતિઓ ગરીબ માણસોના સુખની ઇર્ષ્યા કરે, પ્રતાપી લેખકો ઉગતા લેખકોને ઉતારી પાડવાના પ્રયાસ આરંભે, વડીલો પોતાનાથી નાનાના નિર્દોષ આનંદની વચમાં આવે, રાજા પ્રજાને પીડારૂપ થઇ પડે એવી ઘણી ઘણી રીતે મોટાંઓ નાની વાતો કરી પોતાની મોટાઇ લજવે છે. પણ વ્યવહારમાં આ કહેવત છુટથી વપરાતી નથી એટલે લાચાર!

---

# ફંડો : તે વિશે કંઈક

ફંડ ઉઘરાવવાની પૃથા પ્રથમ ક્યારે અસ્તિત્વમાં આવી હશે? અનેક એવી બાબતોથી હાલ આપણે તો શું પણ આપણી શેરીના કુતરાં પણ બહુજ જાણીતાં છે; જે બાબતો માત્ર ઇસુનો શક શરૂ થયો ત્યારથીજ અસ્તિત્વમાં આવી છે; ત્યારે કેટલીક બાબતો એવી પણ આપણે જાણીએ છીએ કે જે જ્યારે ભરતખંડ બાકીની દુનિયાને સંસ્કૃતિના પાઠ શીખવતો હતો ત્યારે ભારતવર્ષમાં જ એ ફેશનમાં આવી હોય, તે ઉપરાંત અમુક સરજનજૂની બાબતો પણ જોવામાં આવે છે કે જે જ્યારે દુનિયામાં માત્ર મનુષ્યો નગ્નાવસ્થામાં જ ફરતાં હતાં ત્યારે પણ મોજૂદ હતી. ફંડ ઉઘરાવવાની પૃથા ઉપર જણાવેલા સમયોમાંથી કયા સમયમાં પહેલવહેલી વ્યવહારમાં દાખલ થઇ એ પ્રશ્ન વિશે વાદવિવાદ કરવો બહુ આનંદજનક થઇ પડે એમ હું ધારૂં છું; પણ એના સંબંધમાં હું અહિં લંબાણથી ચર્ચા કરૂં તો આ લેખ બહુ લાંબો થઇને પુસ્તક જેવડો થઇ જાય. આવા ડરથી, આ પ્રશ્નને વિદ્વાન શાસ્ત્રીઓને સોંપી દઇ હું તો અત્રે માત્ર એ પૃથાનું આધુનિક રેખાચિત્ર આપવા યત્ન કરૂં છું.

જેમ જેમ સમય અને સંજોગ બદલાતા જાય તેમ તેમ આ પૃથાના સ્વરૂપમાં, તેના વિસ્તારમાં, પણ ફેરફાર થતા જાય એ સહેજે સમજાય તેવું છે, ઓગણીસમી સદીમાં રાવસાહેબ કે ખાનસાહેબનો ઇલ્કાબ કોઇને મળે તો પણ આ પૃથા અમલમાં મેલવાની જરૂર

આખો દિવસ ઘરનો ઢસરડો કરીને થાકી પાકી પોતાના પીયુને મળવા પોતાની મેડી પર જતી હોય તે વેળા સાત આઠ છોકરાંની માતા થયેલ પાંસઠ વર્ષની સાસુ તેને ઉભી રાખે અને કહેઃ "કેમ, ચાલ્યાં? ધણી ક્યાં ભાગી જવાનો છે? રસોડામાં બધું ઉચું નીચું કર્યું? કે પછી એ બધું મારા જીવપર નાખીને જાઓ છો! કાલે બિલાડીએ બગાડ કર્યો હતો તે જાણો છો! પણ હા, બાપુ, હા. જાઓ! મારાં કરમ હું ફોડી લઇશ!"

આવે સમયે વહુ એમ કહી શકે કે "સાસુજી! પાંસઠ વર્ષે તો જરા સાચું બોલો. આખો દિવસ મેં એકલીએ વહીતરું કર્યું અને હવે ઠેઠ સાડા અગીઆરે સુવા જાઉં છું ત્યારે શીદ મહેણાં મારો છો? અને સુખ આપવા જાઉં છું તે તમારા છોકરાનેજને! મોટે મોંયે નાની વાત કરતાં જરા તો લાજો." પણ વ્યવહારિક દુનિયામાં આવી વહુઓ શોધી મળતી નથી અને સામો જવાબ દેનાર વહુઓ હોય છે તેમને આવું કહેવાની સાસુઓની હિંમત પણ ચાલતી નથી.

આવા દાખલાએ અનેક ગણાવી શકાય એમ છે, લક્ષાધિપતિઓ ગરીબ માણસોના સુખની ઇર્ષ્યા કરે, પ્રતાપી લેખકો ઉગતા લેખકોને ઉતારી પાડવાના પ્રયાસ આરંભે, વડીલો પોતાનાથી નાનાના નિર્દોષ આનંદની વચમાં આવે, રાજા પ્રજાને પીડારૂપ થઇ પડે એવી ઘણી ઘણી રીતે મોટાંઓ નાની વાતો કરી પોતાની મોટાઇ લજવે છે. પણ વ્યવહારમાં આ કહેવત છુટથી વપરાતી નથી એટલે લાચાર!

———✿———

# ફંડો : તે વિશે કૈંક

ફંડ ઉઘરાવવાની પ્રથા પ્રથમ ક્યારે અસ્તિત્વમાં આવી હશે ? અનેક એવી બાબતોથી હાલ આપણે તો શું પણ આપણી શેરીના કુતરાં પણ બહુજ જાણીતાં છે; જે બાબતો માત્ર ઇસુનો શક શરૂ થયો ત્યારથીજ અસ્તિત્વમાં આવી છે; ત્યારે કેટલીક બાબતો એવી પણ આપણે જાણીએ છીએ કે જે જ્યારે ભરતખંડ બાકીની દુનિયાને સંસ્કૃતિના પાઠ શીખવતો હતો ત્યારે ભારતવર્ષમાં જ એ ફેશનમાં આવી હોય, તે ઉપરાંત અમુક સરજનજૂની બાબતો પણ જોવામાં આવે છે કે જે જ્યારે દુનિયામાં માત્ર મનુષ્યો નગ્નાવસ્થામાં જ ફરતાં હતાં ત્યારે પણ મોજૂદ હતી. ફંડ ઉઘરાવવાની પ્રથા ઉપર જણાવેલા સમયોમાંથી કયા સમયમાં પહેલવહેલી વ્યવહારમાં દાખલ થઇ એ પ્રશ્ન વિશે વાદવિવાદ કરવો બહુ આનંદજનક થઇ પડે એમ હું ધારું છું; પણ એના સંબંધમાં હું અહિં લંબાણથી ચર્ચા કરું તો આ લેખ બહુ લાંબો થઇને પુસ્તક જેવડો થઇ જાય. આવા ડરથી, આ પ્રશ્નને વિદ્વાન શાસ્ત્રીઓને સોંપી દઇ હું તો અત્રે માત્ર એ પ્રથાનું આધુનિક રેખાચિત્ર આપવા યત્ન કરું છું.

જેમ જેમ સમય અને સંજોગ બદલાતા જાય તેમ તેમ આ પ્રથાના સ્વરૂપમાં, તેના વિસ્તારમાં, પણ ફેરફાર થતા જાય એ સહેજે સમજાય તેવું છે, ઓગણીસમી સદીમાં રાવસાહેબ કે ખાનસાહેબનો ઈલ્કાબ કોઇને મળે તો પણ આ પ્રથા અમલમાં મેલવાની જરૂર

જણાતી એટલુંજ નહિ પણ એમાં સફળતા પણ મળતી. પણ હવે તો આવાં નાના કારણોને લઇને કોઇ ફંડને જન્મ આપવો એ વિકટ કાર્ય થઇ પડયું છે. અલબત્ત, જન્મ આપનાર વ્યકિત ઉપર જ એ ફંડનું સ્વરૂપ અને તેના આત્માનો આધાર છે એ કોઇએ ભુલી જવું નહિ જોઇએ.

સાધારણ રીતે જ્યારે એક નેતાના હૃદયમાં અમુક પ્રકારની અસ્વસ્થતા ઉત્પન્ન થાય છે, કૈં નવું કાર્ય માથે ઉપાડવાની તેને ધગશ થાય છે, પોતાની પ્રસિદ્ધિનો પ્રકાશ ઝાંખો પડતો જાય છે એવી દહેશતથી જ્યારે તેને એમ લાગી આવે છે કે હવે એ પ્રસિદ્ધિના પ્રકાશને કોઇપણ રીતે 'બ્રાસો' લગાડવાની જરૂર છે ત્યારે એ નેતા કાંતો એક કાવકો પત્ર પોતાના એકાદ વાજીંત્રરૂપ ગણાતાં પત્રમાં પ્રસિદ્ધ કરે છે; કે કાંતો એક નાની સભા ભરી તેમાં જુસ્સાદાર ભાષણ આપે છે. આ ઉભય ક્રિયામાંથી ગમે તે ક્રિયા કરવાથી " ફલાણા ફલાણા ફંડ " નો જન્મ થાય છે.

આવી રીતે જન્મ લેતાં ફંડને કારણ શોધવાને મહા પ્રયાસ કરવો પડતો નથી. કારણો તો ઢગલાબંધ મોજૂદજ હોય છે. ' રેલસંકટ નિવારણ ફંડ ' ' પાણીની અછતને લઇને પડેલ દુષ્કાળ સંકટ નિવારણ ફંડ, ' ' વિધવા વિવાહ ફંડ, ' ' વિધવા વિવાહ નિષેધ ફંડ, એવાં એવાં નામવાળાં ફંડોથી માંડીને મહાત્માજીએ ઉભું કરેલ એક કરોડ રૂપીયાનું ' તિલક સ્વરાજ ફંડ ' વગેરે ફંડોને જન્મ લેતાં પણ વિલંબ નથી લાગતો અને વિરાટ સ્વરૂપ ધારણ કરતાં પણ વાર નથી લાગતી. પણ આવા ફંડોના પ્રમાણમાં બહુજ નાનાં ફંડો પણ—આપણે દુનિયાની વાત નહિ કરતા આપણી ગરવી ગુરજાતનીજ વાત કરીએ તો પણ હજારોની સંખ્યામાં ઉત્પન્ન થાય છે. છતાં આ ' ફંડ ' નામજ કૈં આપણા—મનુષ્યોનાં હૈયામાં

એવી કુંણી લાગણી ઉત્પન્ન કરે છે કે સોમાંથી ભાગ્યે એકાદ માણસ આવાં ફંડ ઉભાં કરવાની પૃથાની સામા થઇ શકે છે ! અલબત, પરિણામે એ એકાદ માણસ હડધૂત થાય છે અને એને ખબર પડે છે કે ડહાપણ ડોળવામાં એણે અમુક પ્રકારની મજાહ–અમુક પ્રકારનો આનંદ ગુમાવ્યો છે.

ફંડનો જન્મ થતાંજ તે અનેક પ્રકારની સેવા મનુષ્યો પાસેથી માગી લેછે. તરતજ જે વ્યકિતએ તે ફંડને જન્મ આપ્યો હોય તે વ્યકિતના પક્ષનીજ બહુમતી ધરાવતી એક મુજબુત સમિતિ નીમાઇ જાય છે અને તે વખતે હાજર રહેલ બધાં મનુષ્યોના અતિ આગ્રહને વશ થઇ પેલી ' ફંડ ' ને જન્મ આપનાર વ્યકિત પ્રમુખ-સ્થાન સ્વીકારે છે.

સમિતિમાંથી ઉપસમિતિઓ અને તેમાંથી ઉપઉપ સમિતિઓ જન્મે છે અને તે સર્વ સમિતિઓ, ઉપસમિતિઓ અને ઉપઉપ સમિતિ-ઓ પોતપોતાના ડાખળાં અને પાંદડાંઓ વધારી વધારી પોતાના મુળીઆં વધારે મજબુત કરતી જાય છે. અલાદીનના ફાનસના પ્રભાવની પેઠે "ફંડ ' ને જન્મ આપનાર વ્યકિત અલ્પ સમયમાં એક નવીજ સૃષ્ટિ ઉત્પન્ન કરી દેછે. યુવકો અને યુવતીઓ કોણ જાણે કયાંથી ત્યાં ટોળે ઉભરાય છે. તે બધાયનામાં અપૂર્વ ઉત્સાહ હોય છે. તેમનામાં અદ્‌ભૂત તનમનાટ આવી જાય છે, એમની આંખોમાં કોઇ અજબ ચમકાર જણાય છે અને દરેકના હૈયામાં માત્ર એક તીવ્રેચ્છા ઉદ્‌ભવે છે તે એ કે કોઇપણ બહાને સમાજની પાસેથી નાણાં કઢાવવાં !

નાણાની ગમે તેવી અછત હો, ભુખમરો ગમે તેવો સર્વત્ર વ્યાપી રહ્યો હોય પણ ' ફંડ ' એ કોઇ એવી આકર્ષક વસ્તુ છે કે તેમાં–જો તેને જન્મ આપનાર વ્યકિત ખરેખર પ્રભાવશાળી હોય છે તો કોઇપણ દિવસ નાણા ભીડ હોતીજ નથી. એ ફંડની

છાયામાં વિચરનાર મનુષ્યોને પોતાને પણ તે સમયે નાણાની કિંમત હોતી નથી. આ નાણા ઉભા કરવાની યોજનાઓ હજારોની સંખ્યામાં ગણી શકાય. પણ જરા ઊંડું વિચારી જોતાં એની મુખ્ય રીત બેત્રણથી વધુ હોતી નથી. કૉન્સર્ટો, નાટકો, જાદુના પ્રયોગો, નાચ વગેરે બતાવી પ્રેક્ષકો પાસે નાણાં કઢાવવાં એ મુખ્ય રીત અને એથી ઉતરતી તે માત્ર કોઇપણ છાપખાનામાં પાવતીઓ છપાવી તે વડે નાણાં ઉભાં કરવાં તે બીજી રીત. ત્રીજી રીતમાં કોઇપણ પાવતીની જરૂર નથી કે નથી જરૂર નાટયપ્રયોગની; તેમાં તો એક કોથળી લઇને કોઇ માણસ આગળ ધરવી એટલે પેલો માણસ એમાં પોતાની ગુંજાસના કરતાં ઘણું વધારે નાણું નાખવાનોજ ?

ઉપર છલ્લી નજરે જોનાર માણસને એમજ લાગે. કે આટલી સહેલાઇથી, આ નાણાભીડના જમાનામાં નાણા મળેજ નહિ. પણ એવા માણસને 'ફંડ'ની સંસ્થાનો પ્રભાવ કેવો પ્રચંડ છે એની ખબરજ નથી.

આવી રીતે અનેક બહાને નાણા કઢાવનાર વ્યકિતઓ ધાડપાડુઓ, લુંટારાઓ કે ચોરોના નામથી ઓળખાતી નથી પણ તેઓ સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓ કહેવાય છે ! આ સેવકો અને સેવિકાઓના નાક એવાં તીવ્ર હોય છે કે કોઈપણ ફંડનો જન્મ થાય, કે તરત એકાદ બે દિવસમાં એમને તેની ખબર પડી જાય છે અને તરત તેઓ બીજો કામ ધંધો છોડી દઇને આ 'ફંડ'નું પોષણ કરવા કટિબદ્ધ થઈ મેદાને પડી જાય છે.

આપણા દરેકના જીવનમાં આ સ્વયંસેવકો અને સેવિકાઓએ અમુક ભાગ ભજવ્યો જ હશે. પરિણામે એ વિચિત્ર વર્ગનું પૃથક્કરણ કરવાની ખાસ આવશ્યકતા રહેતી નથી. છતાં એક સાદો અને સામાન્ય દાખલો અહિં અસ્થાને નહિ ગણાય:

અમુક ફંડનો જન્મ થયો. જે યુવતીઓ સામાન્ય રીતે મોટરોમાંજ આપણી પાસેથી સડસડાટ ચાલી જતી હોય અને આપણે એને પાંચસો વાર જોઈ હોય છતાં એમની સાથે આપણને આ જીંદગીમાં એક વેળા પણ બોલવાનો પ્રસંગ આવશે એવું આપણે સ્વપ્નમાં પણ ધારી શકીએ નહિ તેવી યુવતીઓ સ્વયંસેવિકાઓ તરીકે રણે ચઢે છે. આપણે સ્વસ્થતાથી, કોઈ સવારે. આપણી દીન પર્ણકુટિમાં બેઠા હોઇએ, આપણા કુટુંબી જનો આપણી સામે વાર્તાલાપ કરતાં હોય ત્યાં બહાર ધમધમ કરતી મોટર આવીને ઉભી રહે અને ઘેરાં આકાશમાં વિજળી ચમકતી હોય તેવી બે ત્રણ સુંદર યુવતીઓ, પાંખોથી ઉડતી હોય તેવી ગતિથી મોટરમાંથી ઉતરીને સરરર કરતી આપણા ઘરના ઓટલા ઉપર ચઢી આવે !

ઘરમાં એકજ સારી ખુરશી અને તેના ઉપર તો આપણે પડ્યા હોઇએ. સહેજસાજ ભાંગેલી ખુરશી ઉપર ગૃહલક્ષ્મી ઝામ્યાં હોય અને ફાટેલી જાજમ ઉપર આપણા કિશોર કુલદિપક અને દિપિકાઓ રમતાં હોય તેવામાં આ દર્શન—આ તેજોમય દર્શન દ્રષ્ટિએ ચઢે. આપણે અને આપણું કુટુંબ આ અણધાર્યાં મહેમાનથી ગભરાઈ જઇએ અને એમને ક્યાં બેસાડવા, એમનું સ્વાગત કૈ રીતે અને કેવું કરવું એના વિચારમાં પડી જઇએ. પણ પેલી ધનાઢ્ય યુવતીઓ તો જાણે કૈં નવું બનતુંજ નથી એમ બતાવી ધડ લઇને જાજમ ઉપર બેસી જાય છે.



તેમાંની એક આપણા નાના પુત્રને ગાલે ઝીણું ચીમટું દઈ, પોતાના હાસ્યથી અમૃત રેડતી બોલે "કેમ, બુચા, કેમ છો ? મોટ થઇને દેશભક્ત થવું છે ? બારીસ્ટર થવું છે ?" પછી આપણા તરફ ફરીને કહે "બીલકુલ ગભરાતો નથી—એને અજાણ્યું લાગતું જ નથી !"

એટલામાં બીજી યુવતીએ આપણી પુત્રી સાથે મિત્રતા બાંધી

દીધીજ હોય ! તે પછી ખરી વાત નીકળે. " આ પેલું ફંડ છે કેની તે સંબંધે અમે એક કૉન્સર્ટ કરવાનાં છીએ. છે હવે, ટીકીટો ખાસ મોંઘા ભાવની રાખી નથી; દસ, સાડાસાત, પાંચ, ત્રણ અને એક હાહાહા ! તમને અને તમારાં પત્નીને અમે નહિ ઓળખીએ ? અઠવાડિઆમાં દસ વખત તો અમે તમને જોઇએ છીએ. તમે તો– બહેન આવાંમાં ભાગજ લેતાં નથી ? એમ કેમ વારૂ ? હવે ગાતાં નથી આવડતું અને એ બધું તો જાણે સમજ્યાં ! ત્યારે અમે બધી ગોહરજાન જેવી ગાનારીઓ છીએ એમ તમે માનો છો ? મેં તો પહેલેજ દિવસે તમારૂં નામ દીધેલું, ખરૂં કેની સુલતા ! પણ ચાર પાંચ માણસોએ અમને કહ્યું કે એ ભાગ નહિ લે. અને તમે–ભાઇ ! તમે તો કામ કામ અને કામનીજ બુમ માર્યા કરો છો. હાહાહા ! ત્યારે પાંચ પાંચ રૂપીઆ વાળી ચાર ટીકીટ ફાડું ? "

બસ, થઈ ચુકયું. વીસ રૂપીઆમાં મહીનાનું મોદીનું બીલ ચુકવાતું હોય તે વીસ રૂપીઆ આ વિજળીના શબ્દ ઉપર આપણે ફેંકવા ! માથાઝીક થાય, હિંમત રાખીને આપણે ના પાડીએ, પાંચમાંથી ત્રણ રૂપીઆની વાત આવે અને ચાર ટીકીટમાંથી બે કે છેવટે એક ટીકીટ ઉપર વાત આવે, આ બધું એટલું ત્વરાથી બની જાય કે આપણને વિચાર કરવાનો વખત પણ મળે નહિ અને એ વિજળી પાછી આભમાં શમાઈ જાય–મોટર સડસડાટ એમને લઇને ચાલી જાય ત્યારેજ આપણને ખબર પડે કે પૈસો વાપરતાં પા' કલાક વિચાર કરીએ તેવા આપણે પાંચ સાત રૂપીઆના ખાડામાં ઉતરી પડયા ! અસ્તુ.

ફંડના બે મુખ્ય પ્રકાર છેઃ એક અલ્પજીવી અને બીજો દીર્ઘ-જીવી. બીજા પ્રકારના ફંડના આરંભમાં ઉપર વર્ણવેલ ઉત્સાહ, તનમનાટ વગેરે તો પહેલા પ્રકારના જેવાંજ થાય છે પણ પછી

તોફાન પછીના શાંત જલની પેઠે તેમાં શાંતિ આવી જાય છે અને અમુક સમય પછી તેનામાં મૃત્યુના જેવી સ્થિરતા અને નિઃશબ્દતા આવી જાય છે. પહેલા પ્રકારના ફંડોનો આરંભ જેવો ત્વરિત ચમત્કાટવાળો તેવોજ તેનો અંત પણ ત્વરિતજ હોય છે. જોત જોતામાં એ સ્વયંસેવકો અને સેવિકાઓ ક્યાં અદ્રષ્ય થઈ ગયાં એ કહી શકાતું નથી. એ સમિતિઓ–ઉપ સમિતિઓ–ઉપ ઉપ સમિતિઓ વિશાળ સાગરપરે કો નાની કિસ્તિ ક્ષણભર ઉછળી એ સાગરના ઉદરમાં સમાઈ જાય તેમ કોણ જાણે ક્યાં સમાઈ જાય છે! અને છેવટે એ 'ફંડ' ને જન્મ આપનાર પ્રતાપી વ્યક્તિ એકલ અને અજોડ ઉભેલ વડ પેઠે બેચાર ક્ષણ પોતે ઉભી કરેલ સૃષ્ટિ પાછી વિરમી જાય છે તે ખિન્ન હૃદયે જોઈ રહે છે, ક્ષણભર મૌન સેવે છે. અને પછી પાછા એના એજ અદમનીય ઉત્સાહથી બીજાં 'ફંડ'ને જન્મ આપી તેની આસપાસ નવી સૃષ્ટિ રચવાના મહા પ્રયાસમાં ગુંથાઇ જાય છે.

'ફંડ'ની સંસ્થાનો આ સવિસ્તર ઇતિહાસ નથી પણ તેનું એક ટુંકું રેખાચિત્ર છે. બાકી હજી મને પોતાને એક ઉત્કંઠા તો રહેજ છે કે આ અનેકવિધ શક્તિવાળી સંસ્થા જગતમાં સૌથી પહેલાં કઈ વિરાટ વ્યક્તિએ સરજાવી હશે?

. . .

# આપઘાત

રાતના આઠેક વાગ્યા હતા. સાંતાક્રુઝમાં એક બહુ નાનાં, જીર્ણ ઘરમાં ઝીણો દીવો બળતો હતો. વિજયલાલ થાકયો પાકયો ઘરમાં દાખલ થયો. વિજયલાલનું વય આશરે બત્રીસેકનું હશે. સંસારની ઉપાધિની પરંપરામાં કિસ્મતે માત્ર એક જ વાતમાં તેના ઉપર કૃપાદ્રષ્ટિ કરી હતી. આટઆટલી વિટંબણા છતાં પણ તેનું શરીર તંદુરસ્ત હતું, કદાવર હતું, ગમે તેવા શારીરિક પરિશ્રમને સહન કરી શકે તેવું હતું. પણ આ બાબત સીવાય તેને બીજું સુખ ન હતું. સુખની આશા પણ તેના હૃદયમાંથી ધીમે ધીમે નિર્મૂળ થતી જતી હતી.

આટલાં વર્ષો થયાં પડતાં દુઃખોને લઇને વિજયલાલ રીઢો થયો હતો છતાં આજે તેનું હૈયું તીવ્ર ઉદ્વેગથી દિવાનું બની ગયું હોય તેમ લાગતું હતું. તેની આંખોમાં હમેશ જેવી મીઠાશને બદલે અમુક અંશે ઉન્માદાવસ્થા જણાતી હતી. ઘરમાં તે દાખલ થયો અને ઝાંખા પ્રકાશમાં પત્નીના ખાટલા ભણી જોઇ રહ્યો. થડકાતાં હૃદયને શાંત કરવાના પ્રયાસ કરતો તે બોલ્યો.

“ કેમ, આજે કેમ છે ? ”

જીર્ણ ઘરની એક બાજુની બે ઓરડીનો માલીક વિજયલાલ ગણાતો હતો. આ ઘરમાં વિજયલાલ જેવાં ભાડુત જ રહી શકે તેમ હતાં એ વાત એ ઘરનો ધણી સારી રીતે જાણતો હતો એટલે ચાર

પાંચ માસ સુધી ભાડું ચઢે તો પણ ઘરધણી બહુ દાબીને કહેતો નહિ. વિજયલાલથી આથી સામાં ઘરમાં જઇ શકાય તેમ ન હતું એટલે એ જ ઘરધણીને એ પકડી રહ્યો હતો. જર્જરિત મકાનના આગલા ઓરડામાં એક ખાટલામાં વિજયલાલની પત્ની રાધા સુતી હતી. વિજયલાલ છ વર્ષ પહેલાં પરણ્યો હતો. બે વર્ષ અલપઝલપ સુખ મળ્યું, ના મળ્યું અને વેડફાઇ ગયું. રાધાને સુવારોગ કહો કે ક્ષયરોગ કહો તે લાગ્યો અને બે દિવસ ઘરમાં હરી ફરી શકે તો પાંચ દિવસ હમણાં જશે, હમણાં જશે એવી સ્થિતિ થઇ જતી. સંતાનમાં માત્ર એક ચાર વર્ષની પુત્રી હતી. દુઃખભર્યાં આ ઘરમાં નાની મધુ પણ અમૃત સીંચવા અસમર્થ નીવડી હતી. પંચાવન–સાઠ વર્ષની મા મરવાને આળસે જીવતી હતી. એની આંખે કાચું હતું એટલે અનેક પ્રકારે અપંગ જેવી હતી છતાં જુનું, કસાયેલ હાડ એટલે ગમે તેમ નીભાવ્યે રાખતી હતી.

ખાટલામાંથી ઉતર મળ્યો નહિ એટલે વિજયલાલને જણાયું કે પત્નીની તબીયત પાછી બગડી હશે; એટલામાં માએ ધીમા સાદે કહ્યું.

" વજુ, દિકરા ! રાધાને આજે પાછી સખત તાણ આવી હતી, "

" હુંઅં, દાકતરની દવા ઘરમાં છે તે આપી દીધી હતીને ?" વિજયલાલે પુછ્યું.

" ના, દિકરા, હવે કયાં છે ? " માએ જવાબ આપ્યો.

" તો લઇ આવવી હતી. " વિજયલાલ એક ભાંગેલી ખુરશી ઉપર બેસતાં બોલ્યો.

" શી રીતે લાવું ? " માએ જવાબ વાળ્યો. " બીલ ચુકવાય નહિ ત્યાં સુધી દાકતર હવે દવા આપવાની ના કહે છે. ધર્માદા

દવાખાનું બંધ થઇ ગયું હતું ! થોડી સુંઠ અને દારૂ ઘરમાં હતાં તે લગાડયાં હતાં. હવે એ એ પણ લાવવાનાં થયાં છે. "

" હુંઅ, ઠીકઇક, એ તો જોઇ લેવાશે; રસોઇ થઇ છે ?" વિજયલાલ દાંત પીસીને, સ્વાસ્થ્ય મેળવવાનો યત્ન કરતો બોલ્યો. " અને હા–મધુ કયાં છે? કેમ જણાતી નથી ? "

" આજે જરા એનું દિલ ભરાયેલું લાગે છે તે જુલાબની ફાકી અને મસાલાવાળી ચાહ આપીને એને સુવડાવી દીધી છે. " મા બોલી.

" હા, એ પણ શા માટે બાકી રહે ! " વિજયલાલ બોલ્યો. " અને તારૂં પોતાનું કેમ છે ?"

" હવે મારે તો છેસ્તો, " માએ હસવાનો યત્ન કર્યો પણ નિષ્ફળ ગયો. " બેએક દિવસથી જરા પીત્ત ચઢેલું છે. પણ એ તો દબાઇ જશે. મારે હવે બાકી શું છે? પણ આ તો એમ કે રાધાના શરીરને જરા સુંવાણ થઇ જાય અને મધુ મોટી થઇ જાય ત્યાં સુધી ભગવાન ટકાવી રાખે તો વળી સારૂં ! "

" ભગવાનના ધ્યાનમાં આવશે ખરૂં ?" હૃદયના ઊંડાણમાંની વેદનાથી દુઃખ પામતો વિજયલાલ બોલ્યો.

" ત્યારે રસોઇ થઇ છે કે મારે કરવાની છે ? "

" ના, થઇ ગઇ છે. " મા બોલી.

" શું છે ? " વિજયલાલે પુછ્યું.

" ખીચડી છે અને કાંદા વધાર્યા છે. " મા બોલી.

" વળી પાછી ખીચડી ? આ ત્રણ ત્રણ દિવસ થયાં બંને ટંક ખીચડી ને ખીચડી ! કેમ ગળે ઉતરે ? " વિજયલાલ બોલ્યો.

" ભાઇ, શું કરૂં ? ઘઉં ઘરમાં નથી એ તો મેં તને પાંચેક દિવસ ઉપર કહ્યું હતું. હવે કયો મોદી આપણને ઉધાર આપે છે !"

માએ કહ્યું: " વજુભાઇ, અહિંના કરતાં ચાલને કોઇ બીજા' પરામાં જઇએ.

" હાહાહા ! મા ! " વિજયલાલે ઉન્મત અટ્ટહાસ્ય કર્યું. " અહિં કોઇ ઉધાર આપતું નથી એટલે બીજાં પરાંનો વિચાર કર્યો ! હવે તો જીવવું તોય અહિંયાં અને મરવું તોય અહિંયાં. "

" ચાલ, દિકરા, ખાઇ લે, " મા પાસેના ઓરડામાં જતી બોલી. " રાધા અને દિકરી બંને હાલ તો ઉંઘમાં લાગે છે. "

વિજયલાલ ઉઠયો અને બીજા ઓરડામાં ગયો ખીચડી ખાતાં ખાતાં વિજયલાલ કાંઇક સ્વસ્થ થયો પણ ખાઇ રહ્યો અને રાધાને પાછી આંચકી આવી. દાકતરની દવા તો ઘરમાં નહોતી. હવે સુંઠ અને દારૂ પણ નહોતાં એટલે મા અને દિકરો રાધાની પાસે બેસીને તેને શરીરે હાથ ફેરવ્યા સીવાય બીજું કશું કરી શકયાં નહિ. ઠેઠ અગીઆર વાગે રાધા પાછી શાંત થઇ. મા એક બાજુએ સુતી. વિજયલાલે પણ સુવાનો ડોળ કર્યો. પણ મા ઉંઘી એમ જાણ્યું એટલે તે ઉઠયો અને ફાનસ લઇને બહાર ગેલેરીમાં બેઠો. તેનું હૈયું ધગધગી ઉઠયું હતું.

ફાનસના ઝાંખાં અજવાળામાં તેણે કોરો કાગળ લઇને લખવા માંડયું:

" કોઇક તો વાંચશે જ એમ ધારીને આ પત્ર હું લખું છું. મારા પિતા હું બહુ નાનો હતો ત્યારે ગુજરી ગયેલા. મારી માએ વગર પૈસે મને કેવી રીતે ઉછેર્યો, કેવી રીતે મેટ્રીક સુધી ભણાવ્યો અને કેવી રીતે એ મુદતમાં ઘર ચલાવ્યું એ બાબતો ઉપર મેં ઘણો વિચાર ચલાવ્યો છે પણ હું હજી સમજી શકયો નથી. ખયર ! અઢારમે વર્ષથી મેં નોકરી કરવા માંડી. ત્યારથી આજ હું બત્રીશ વર્ષનો થયો છું ત્યાં સુધીની નોકરીમાં કોઇ પણ દિવસ અયેશઆ-રામની નોકરી મને મળી હોય તેવું મારા સ્મરણમાં નથી. હાલ હું

જે કંપનીમાં નોકરી કરું છું તેમાં મેં બાર વર્ષ નોકરી કરી છે. હું જ્યારે જોડાયો ત્યારે મને પચાસે રાખેલો અને છ માસ પછી મારા પંચાવન થયેલા. આજે તે પ્રમોશન મળ્યા બાદ સાડા અગીઆર વર્ષ પછી પણ પંચાવન રૂપિયાનો જ મારો પગાર છે !

" તે દરમિયાન હું છવીસમે વર્ષે પરણ્યો. દોઢેક વર્ષ લગ્નનું સુખ–જીવનનું સુખ ભોગવ્યું એટલામાં કિસ્મતે ઘા કર્યો. રાધાને ક્ષયરોગ લાગુ પડયો. ત્યાં સુધી પંચાવન રૂપિયામાં પણ હું, મારી પત્ની અને મારી મા સુખમાં રહી શકતાં; છોકરી આવી તેને પણ હું એ જ પગારમાં ગમે તેમ રાખત પણ પત્નીના મંદવાડથી હું નિરૂપાય બની ગયો છું. મોંઘવારી થતી ચાલી તેમાં બૈરીની માંદગી અને માની નબળી થતી જતી તબીયત ! મારી આવકમાં ભરતી કરવાને માટે મળે ત્યારે ત્યારે ટયુશનો પણ લીધાં; પણ ધીમે ધીમે તે પણ મળતાં બંધ થયાં. રફતે રફતે મોદીના, દાકતરોના, ઘરવાળાના, કોઇ કોઇ સગાના, મિત્રોના એમ રૂપિયા લહેણા નીકળતા ગયા. ક્યાંથી આપું ? ક્યાંથી લાવું ? મારા જીવનમાં મોજશોખ તો હતા જ નહિ છતાં પણ અનેક જરૂરી વસ્તુઓનો પણ તે મોજશોખની છે એમ ગણીને મેં ત્યાગ કર્યો, પત્નીએ ત્યાગ કર્યો, માએ ત્યાગ કર્યો અને નાની પુત્રી પાસે અમે ત્યાગ કરાવ્યો; છતાં પણ ખોટ પૂરાય નહિ તો માથે ઉભેલું દેવું તો ફીટાડવાની આશા જ ક્યાંથી ?

" જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ મારાં વસ્ત્રો પણ કંગાલ બનતાં ગયાં અને સમાજમાં હું નીચે ને નીચે સરતો ગયો. આજે કોઇ આગલા મિત્રો મળે છે તો તેમની સાથે વાત કરતાં પણ હું ખંચાઉં છું, એવું મારું માનસ થઇ ગયું છે. આ સર્વને પરિણામે મારા મગજમાં કાંઇ કાંઇ દિવાના વિચાર આવે છે. અહિંના મોદીઓ હવે ચાર આનાનો માલ ઉધાર આપવાની ના

પાડે છે. દાકતરો દવા આપવાની આનાકાની કરે છે. ધોબી તો કયારનો મારા ઘરમાં આવતો બંધ થયો છે. માત્ર ચાહમાં દુધ સીવાય છેલ્લાં બે વર્ષથી મેં તો શું પણ મારી કુમળી છોકરીએ પણ દુધ જોયું નથી. શું કરૂં ? કયાં જાઉં ?

" આવી વસ્તુસ્થિતિમાં હું આજે મારા શેઠને મળ્યો. બાર બાર વર્ષ જેને ત્યાં નોકરી કરી તેણે પહેલાં તો હું એમને ત્યાં નોકર છું એ વાત જ માનવાની ના પાડી, નામથી કે ચહેરાથી એ મને ઓળખતા જ ન હતા તો પછી મારાં કામથી એમને સંતોષ થયો હતો કે નહિ એ પુછવાનું પ્રયોજન જ કયાંથી હોય ! મારી સ્થિતિ વર્ણવતાં, મરદ જેવો મરદ હું તેની આંખમાંથી આંસુ નીકળી પડયાં. પરંતુ એ દુઃખદ સ્થિતિ પણ હું સહન કરી ગયો. જે વેળા હું માત્ર પાંચ દસ રૂપરડીને માટે એ શેઠને યાચના કરી રહ્યો હતો તે વેળા મારી આંખ આગળ મારી આકૃત્તિ મને જણાઇ ન હતી. હું એકલો હોત–બંધન વીનાનો હોત તો આવી નોકરી કરવા કરતાં મજુરી કરવાનું પસંદ કરત. પણ મારી દ્રષ્ટિ આગળ મોતની શય્યા પર પડેલ મ્હારી પત્ની, અપંગ મા અને નાની, નિર્દોષ છોકરી તરવરતાં હતાં.

" મેં થોડીવાર સુધી બોલ્યા કર્યું. શેઠે 'કદાચ એ સાંભળ્યું પણ નહિ હોય ! છેવટે તેમણે કહ્યું. 'હાલ તમને પંચાવન રૂપિયા મળે છે. એટલા રૂપિયામાં તો ફર્સ્ટકલાસ બી. એ. બી. કોમ.; જોઇએ તેટલા મળે છે. તમારે કેટલાં સગાં છે અને કેટલો ખરચો છે એ સાથે કંપનીને નિસ્બત નથી, બીજે ઠેકાણે સારી નોકરી મળતી હોય તો બેલાશક જજો. હું ગમે ત્યારે તમને છુટા કરીશ. તમારા જેવા નિમકહરામ માણસો નહિ હશે તો મારે ચાલશે !'

" જે શેઠની મેં બાર બાર વર્ષ વફાદારીથી નોકરી કરી તેની

આવી વર્તણુંકથી મારી હિંમત તુટી ગઇ છે. મેં ઘણું સહન કર્યું છે અને હજી ઘણું સહન કરત, પણ આ છેલ્લા પ્રસંગથી મારૂં દિલ આ સંસારમાંથી ઉઠી ગયું છે. જે ત્રણ આત્મા મારા ઉપર આધાર રાખી રહ્યા છે તેમનું મારાથી બનતું મેં કર્યું છે. મારા મૃત્યુ પછી, જો ભગવાન જેવું કોઇક આ જગતમાં હશે તો તે તેમની સંભાળ લેશે; નહિ તો પછી એમના પણ કિસ્મત !

" જગતમાં પ્રસરી રહેલ ઘોર અન્યાય, તવંગરોનો ક્રૂર દોર, પડેલાંને વધારે પાડવાની કિસ્મતની બાજી વગેરે વિશે મારે શું લખવાનું હોય ? હું એ સુધારી શકું એમ નથી. મારા જેવા લાખો માણસો પણ એ સુધારી શકતા નથી તો પછી મારૂં શું ગજું !

" અત્યારે રાતે હું આ લખી રહ્યો છું. સવારના પહોરમાં હું રાબેતા મુજબ જુહુના સમુદ્રમાં સ્નાન કરવા જઇશ તે તરતો તરતો ચાલ્યો જ જઇશ–પાછો નહિ આવું. મારાં કુટુંબીજનો મને આ અપરાધની ક્ષમા કરે ! "

પત્ર લખીને વિજયલાલે એક કવરમાં બીડયો. તે કવર ટેબલ ઉપર બધાંથી જણાય તેમ મુકયું અને પછી તે પથારીમાં પડયો. ખાસ ઉંઘ આવી નહિ; તેમાં વચમાં વચમાં પત્નીની ધીમી, દુઃખભરી ચીસો, નાની પુત્રીનો ઉંઘમાં બકવાટ અને વૃદ્ધ માતાના નિશ્વાસથી અનેક વેળા વિઘ્ન પડતાં ગયાં.

સવારે સાડાપાંચે ઉઠીને તે દરિયે ઉપડી ગયો. તે વખતે તેના મગજમાં કોઇ પણ જાતનો ઉદ્વેગ જણાતો ન હતો. તરતાં તરતાં પ્રાણત્યાગ કરવો એ વિચાર એટલો દ્રઢતાથી તેના મગજમાં બેસી ગયો હતો કે ત્યાં વિહ્વળતાને કે વ્યગ્રતાને સ્થાન ન હતું. વિજયલાલે શરીર ઉપર ,છેલ્લાં પાંચેક વર્ષથી વપરાતો જુનો સ્વીમીંગ સુટ, તે ઉપર ટુંકું પંચીયું અને ઝીણું પહેરણ પહેર્યાં હતાં. ખભે ટુવાલ

નાખવામાં આવ્યો હતો. અરધે રસ્તે જતાં ટુવાલ જોઇને તેને સહેજ હસવું આવ્યું. " આ ટુવાલ શા માટે લીધો ? મારે તો હવે ડિલ લુછવું નથી ! ઘેર હોત તો કામ તો લાગત ! " એવો વિચાર આવ્યો પણ પ્રભાતની ઠંડીમાં તંદુરસ્ત શરીરના દરેક અવયવમાં એવી સ્ફુરતી આવી હતી કે વિજયલાલના મગજમાં આ વિચાર ટક્યો નહિ.

લાંબી ફલાંગો મારતો, ચોખ્ખી હવાના દમ ઉપર દમ લેતો વિજયલાલ સમુદ્ર કિનારે પહોંચ્યો. એક લાકડાંના ઠુંઠાં ઉપર તેણે ટુવાલ, પંચીયું અને પહેરણ મુકયાં અને જીવનનાં ઉલ્લાસમાં જેમ કોઇ સ્વતંત્ર જંગલનું પ્રાણી ઠેકડા મારે તેમ ઠેકડા મારતો વિજય-લાલ છેલ્લી વાર તરવા દોડયો. ઘુંટણ સુધી પાણીમાં ગયો ત્યાં સુધી તો પોતાના તાનમાં તેણે કશું જોયું જ નહિ; પણ પછી સહસા એણે ત્રણ ચાર સરદોને એટલા જ પાણીમાં ઉભા રહીને ભયભીત અવાજે બુમો મારતાં સાંભળ્યાઃ " કોઇ બચાવો, બચાવો, ડુબે છે, ડુબે છે ! "

વિજયલાલ છલંગ મારીને ત્યાં પહોંચ્યો અને " શું છે ? કોણ ડુબે છે ? કયાં છે ? " બુમ પાડી ઉઠયો. બુમ પાડતાં પાડતાં તેણે દોઢેક મથોડાંપુર પાણીમાં એક જુવાનને પાણીની ઉપર રહેવા તરફડીઆં મારતાં જોયો. એને થોડું થોડું તરતાં આવડતું હશે એમ લાગતું હતું પણ ઓટનો વખત થઇ ગયો હતો એટલે એનાથી કિનારા તરફ અવાતું ન હતું. ઉલટો તે દૂરનો દૂર ઘસડાતો જતો હતો.

ક્ષણવારમાં વિજયલાલે વસ્તુસ્થિતિ જોઇ લીધી. આ બાબતમાં તે પંચાવન રૂપિયા કમાતો, જીવનની બાજીમાં હારેલ ગરીબ કલાર્ક ન હતો; આમાં તો તે સરદાર હતો, નેતા થવા યોગ્ય હતો. પ્રસંગ પ્રાપ્ત થતાં કલાર્ક વિજયલાલની મનોદશા પલટાઇ ગઇ. " હટ્

બાયલાઓ ! ઉભા ઉભા બુમ મારવાથી શું વળવાનું હતું ? અલ્યા, હિંમત ખોતો નહિ, હમણાં આવું છું, ગભરા નહિ, જોરમાં તરફડીઆં માર નહિ, અલ્યા મુંજીઓ ! જાઓ, ઘરને ખુણે બેસીને શોક કરો, નહિ તો શરદી લાગી જશે ! હાહાહા ! દરીયામાં તરવા આવ્યા છે ! ગભરાતો નહિ, આવું છું ! " આમ ત્રાડ પાડતો જાણે ધનુષ્યમાંથી બાણ છુટે તેમ પાણીમાં સળળળ કરતો વિજયલાલ આગળ ધસ્યો. ડુબતા માણસથી સહેજ છેટો રહ્યા એટલે વિજયલાલે ડુબકી મારી અને બરાબર એજ જગ્યાએ નીકળ્યો. પેલા જુવાનને સીફતથી પકડી કિનારા ભણી તેણે પ્રયાણ આદર્યું. પણ ઓટને લીધે તાણ સખત હતું અને જુવાને સાવ હિંમત ખોઇ નાખી હતી એટલે વિજયલાલને મુશ્કેલી બહુ નડી. વચમાં એકાદ વખત જુવાને કહ્યું. " તમે મને નહિ બચાવી શકો અને નાહકના માર્યા જશો—મને છોડી દ્યો. " તેના જવાબમાં વિજયપાલે દાંત પીસીને ઉત્તર આપ્યો. " હવે મુંગો રહેશે ! હું મરદ છું. "

આખરે મહા મુશ્કેલીથી પેલા જુવાનને વિજયલાલ કિનારે લઈ આવ્યો. તેટલી વારમાં તો કિનારા ઉપર ચાળીસ પચાસ માણસ એકઠું થઈ ગયું હતું. કિનારા ઉપર જ એક બંગલામાં રહેતા એક શેઠીઆનો આ જુવાન એકનો એક પુત્ર હતો. શેઠ, શેઠાણી, જુવાનની પત્ની એ બધાં રડતાં કકળતાં કિનારે કાગારોળ કરતાં હતાં તેઓએ ર જુવાનને સહીસલામત કિનારે આવેલો જોઇને હર્ષનાદ કર્યો: પાં સાત માણસો જુવાનને દવાદારૂ કરવા મંડી પડયાં.

વિજયલાલ શ્રમથી થાકીને બાઘા જેવો ઉભો રહ્યો હતો પોતે મુકેલાં લુગડાં ભણી જવાનું કરતો હતો ત્યાં શેઠને ભાન આ કુદીને તે શેઠીઓ વિજયલાલને બાઝી પડયો. વિજયલાલ પાણ તરબોળ હતો તેની પણ તેણે દરકાર કરી નહિ. " ભાઈ, નાસો



ચિત્રકાર : ] કુદીને તે શેઠીઓ વિજયલાલને બાઝી પડયો. [ કલાબ્ધિ

" આપઘાત " પૃ. ૧૧૨

ક્યાં ? તમે ન હોત તો હમણાં હું છોકરા વગરનો થઇ જાત. હવે તો મારે એકને બદલે બે થયા !"

લોકોની પ્રશંસા, શેઠીઆ તરફથી આગતાસ્વાગતા, એ બધી ક્રિયાઓમાંથી મુક્ત થતાં વિજયલાલ પાછો ઘર તરફ જવા નીકળ્યો. શેઠીઆની મોટરમાં ધમધમાટ વિજયલાલ ઘરે પહોંચ્યો. આ અદ્‌ભુત દ્રષ્ય તેની નાની છોકરી ગેલેરીમાં રમતી હતી તેણે જોયું એટલે તેનાથી આશ્ચર્યની, હર્ષની બુમ પડાઇ ગઈ. તે સાંભળીને વૃદ્ધ મા અને ખાટલામાંથી બેઠી થઇને રાધા પણ બહાર દોડી આવ્યાં.

ખુલાસો કરતાં કરતાં વિજયલાલ ઓરડામાં દાખલ થયો ત્યાં તેની નજરે પેલું પાકીટ પડયું. કોઇ પણ એને અડકયું હોય તેમ જણાયું નહિ. વિજયલાલે તે લઇને કાંઇક આશાથી, કાંઇક નિરાશાથી, કાંઇક ઉત્સાહથી, કાંઇક દુઃખથી એવી અનેક ઉર્મિઓના મિશ્રણથી વ્યગ્ર બનતાં ચિત્તે ફાડીને ફેંકી દીધું.



# સ્ત્રી કેળવણી

એમ કહેવાય છે કે ફ્રાંસના બાદશાહ નેપોલીઅને એક દોહરો લખ્યો હતો કે

" કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન,
સરસ રીત તો એજ છે, દ્યો માતાને જ્ઞાન,"

ઘણા ઘણા કારણોને લઇને હું તો એમજ માનું છું કે નેપોલીઅને આ દોહરો લખ્યોજ નથી, એટલુંજ નહિ, પણ આ મતલબનું કશું કહ્યું પણ નહોતું. આ દોહરો એ લખી શકેજ નહિ એનું મોટામાં મોટું કારણ એજ કે, એ ગુજરાતી ભાષા જાણતો ન હતો; અને ધારો કે એમ ધારીએ કે એણે મૂળ ફ્રેંચ ભાષામાં કવિતા કરી હોય તો આપણે એમ કહેવાનું થાય કે એ ભાષામાં કવિઓ પોતાનું નામ કવિતામાં ઉતારતા નથી. બીજો મુદ્દો એ છે કે એણે કદાચ આવી મતલબનું કહ્યું હોય, અને તે ઉપરથી આપણા કોઇ ગુજરાતી કવિએ આ દોહરો બનાવ્યો હોય; પણ એ પણ મનાય તેમ નથી, કારણ કે નેપોલીઅનને પોતાની માતાને માટે ઘણું માન હતું એ ઐતિહાસિક સત્ય છે, અને એથી એ પોતાની માતા અજ્ઞાન હતી. અને એને જ્ઞાન આપવાની જરૂર હતી એવું એ કોઇ દિવસ કહેજ નહિ. વળી છોકરાંઓને કેળવણી આપવી એ માતપિતાની ફરજ છે એ આપણે કબુલી શકીએ; પણ માતાઓને કેળવણી આપવી એ છોકરાંઓની ફરજ છે એવો સિદ્ધાંત

આપણાથી સ્વીકારાયજ નહિ; અને ઘડીભર સ્વીકારવા જઇએ તો માતાઓ પોતેજ એ કબુલ કરે નહિ. વ્યવહારની દૃષ્ટિએજ આપણે તપાસીએઃ છોકરાંઓ ખુબજ તોફાન ઉપર ચઢ્યાં હોય તેવી વેળા માતા આવીને કહે, " હવે તો જરા શાંત રહો. ભણવા ગણવાને નામે આરતી અને તોફાનજ કર્યા કરવું છે? જાઓ થોડી વાર ભણવા બેસો. "

આના જવાબમાં ધારો કે છોકરાંઓ બોલી ઉઠે, " મમા ! તમેજ ખાલી ધાંટાધાંટ કર્યા કરો છો. પેલો નેપોલીઅન શું કહી ગયો છે? જુઓ, અમારા આનંદની વચમાં આવવાને બદલે, તમારા ઓરડામાં જઇને તમે પોતેજ જ્ઞાન મેળવો ! "

ઉપર જણાવેલ સ્થિતિ કોઇ પણ માતા કબુલ કરશેજ નહિ, એટલે માતાઓ, પિતાઓ અને વડીલોને ભણાવવાને માટે કહેવું એ બેહુદુંજ છે. એટલે પછી સ્વાભાવિકપણે છોકરાંઓજ બાકી રહ્યાં. એમને મરજી ન હોય તો પણ મારી કુટીને પણ ભણાવવાં એ જાતની ઘેલછા હાલ આપણા દેશમાં લાગુ પડી છે. ઘણાઓ ગરીબાઇનું બહાનું કાઢે છે, છતાં તેમાં પણ કેળવણીના નામ પાછળ ગાંડા બનેલા લોકો આડા પડે છે. મફત અને ફરજીયાત કેળવણીનો પ્રચાર કરવાથી દેશમાં સ્વર્ગ સ્થપાશે એવું એવું એ લોકો કહે છે, અને અજબ જેવું તો એ છે કે પ્રમાણે બીજા લોકો માને છે પણ ખરા !

ઘણાં વર્ષ પહેલાં જ્યારે આ કેળવણીનું વાવાઝોડું તરતનુંજ આવ્યું હતું ત્યારેજ સનાતની મહાપુરૂષ શ્રી ભદ્રંભદ્ર અને મુ. ડચીમામાએ આ વાવાઝોડાંથી સમાજને ચેતાવ્યો હતો; પણ આવી બાબતમાં ઘણીવાર બને છે તેમ સમાજે આવી ચેતવણીઓની દરકાર કરી નહિ, અને હવે અત્યારે આ કેળવણીના અનિષ્ઠ પરિણામ આપણને સહન કરવાં પડે છે.

જેમ જેમ સ્ત્રીઓને કેળવણી વધુ અને વધુ પ્રમાણમાં મળતી જાય છે, તેમ તેમ પુરૂષ વર્ગે મનુ મહારાજના સમયથી જે સત્તા પ્રાપ્ત કરેલી હતી તે સત્તા ધીમે ધીમે પુરૂષોના હાથમાંથી સરતી જાય છે. પુરૂષો પતિરૂપે સ્ત્રીઓના દેવ એવું સુત્ર અગાઉના મુત્સદ્દી રૂષી મુનીઓએ મહા યત્નથી અને સફાઇથી સ્ત્રીઓના મન ઉપર ઠસાવેલ. આ સુત્રની અત્યારે માત્ર હાંસી થાય છે, અને આપણામાંથી કોઇ દ્રઢતાથી દેવ તરીકે મનાવાનો યત્ન કરે છે, તો તેને બીજા પુરૂષો પણ હલકો પાડવાનો યત્ન કરે છે, અને એ રીતે સ્ત્રીઓને મદદ કરી પુરૂષોની પ્રતિભા ઝાંખી પાડવાના હલકાં કાર્યમાં પોતે સહાયક થાય છે.

જ્યારે સ્ત્રી કેળવણીની આટલી બધી હાય હાય નહોતી થતી, ત્યારે નાનપણથી બાલિકાઓને પોતાના પીયરના પુરૂષવર્ગનો નાનામાં નાનો હુકમ માથે ચઢાવવાની ફરજ પાડવામાં આવતી. પરણીને સાસરે જતાં દિયરો, જેઠો, સસરાજીની ગંજાવર ફોજના હુકમો સ્વાભાવિક રીતેજ માથે ચઢાવવાની તેમને આદત પડી જતી, અને પતિ એટલે તો દેવ ! એની આજ્ઞા પ્રમાણે પાલન કરવાનું તો હોયજ!

અત્યારે આ બધું સુખ સરી જતું જાય છે. માત્ર સુધારક કહેવડાવવાના ક્ષણિક સુખને લઇને પુરૂષવર્ગે સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવાં માંડી, અને સ્ત્રીઓનું દ્રષ્ટિબિંદુ ફેરવાઇ ગયું. ગુલામગીરીની સુવર્ણ શૃંખલા એમને નડવા લાગી, અને સ્વતંત્રતાના અચોકસ સુખની પિપાસા એમને ઉદ્‌ભવી. છતાં, પુરૂષવર્ગ સમજ્યો નહિ, અને સ્ત્રીઓને કેળવણી ચાલુજ રાખી. પરિણામે બનવાનું હતું એ બનવા માંડયું છે.

કેળવણી પામેલી યુવતીઓએ બાપદાદાના વખતથી ચાલ્યા આવેલા રિવાજને પાણીમાં પધરાવી દીધો. પોતાને માટે ગમે તેવો

અયોગ્ય અને નાલાયક હોય છતાં જ્ઞાતિમાંથીજ કોઇ યુવકને પતિ તરીકે પસંદ કરવો, અને એની જોડેજ પરણવું, એ પુરૂષવર્ગની દ્રષ્ટિએ ઉત્તમ લાગતો માર્ગ ગ્રહણ કરવાની એઓ ના પાડે છે, અને પોતાને યોગ્ય પતી બીજી જ્ઞાતિમાં મળતો હોય તો તેની જોડે પરણી બેસે છે.

આવું અયોગ્ય વર્તન કરવાથી યુવતીઓ પોતે પોતાની જ્ઞાતિના યુવકોને કેટલો ગેરઇન્સાફ આપે છે, અને એમની કોમળ લાગણીઓનું કેવું ક્રૂર છેદન કરે છે એનો ખ્યાલ સુદ્ધાં એઓને આવતો નથી. બિચારા યુવકો ! આજ જમાના થયાં જે જ્ઞાતિની યુવતીઓરૂપી મીલ્કત ઉપર એમનો હક્ક હતો, પોતે એ યુવતીઓ માટે લાયક હોય કે નહિ હોય, યોગ્ય હોય કે નહિ હોય, છતાં પણ જ્ઞાતિબંધનને લીધે એ યુવતીઓમાંથી એકેક દરેક યુવકને મળવાનીજ એ ખાત્રી હોવાથી દરેક જ્ઞાતિના યુવકો નિશ્ચિંત હતા, નિર્ભય હતા, આજે એકે સપાટે, યુવતીઓ બીજી જ્ઞાતિના યુવકો જોડે પરણવા લાગી એટલે એ બાપદાદાનો હક્ક નાશ પામ્યો; ખાનદાન, પૈસો, વગવસીલો એવા આજ વરસો થયાં મનાયેલા સદ્દગુણોની હવે કિંમત રહી નહિ, અને હવે તો યુવતીને પોતાના તરફ આકર્ષવાની શક્તિનીજ કિંમત વધી. એ આકર્ષક શકિત ઉચ્ચ વિદ્યાભ્યાસ અને ઉચ્ચતર ચારિત્રથીજ પ્રાપ્ત કરી શકાય, એટલે જે વસ્તુ સહેલાઇથી પ્રાપ્ત થઇ શકતી હતી, તે મેળવવાને માટે હવે જ્ઞાતિના યુવકોને અથાગ પરિશ્રમ અને અપૂર્વ સંયમ મેળવવાના રહ્યા !

અત્યારે આવી વિષમ સ્થિતિ દરેક જ્ઞાતિના અવિવાહિત યુવકોને માટે ખડી થઇ છે છતાં એ ત્રિશે યુવકો બુમરાણ કરવા જાય છે તો પરણેલા અને કહેવાતા સુધારકો એમના પ્રત્યે કટાક્ષયુક્ત હાસ્ય કરે છે, અને કહે છે કે " તમે પણ લાયક થાઓ, યોગ્ય થાઓ, તો ચિંતા કરવાનું કારણ નથી ! "

યુવતીઓ પોતાને સ્વતંત્રતા મળે, પોતાને પોતાની ઇચ્છાનુસાર જીવનસાથી મળે એવા સ્વાર્થી આશયથી આ પ્રમાણે જ્ઞાતિના યુવકોને લટકતા રાખી લે એથી વધુ અન્યાયી, ગેરઇન્સાફી અને દયાહીન પગલું બીજું કયું હોઇ શકે ? એને પરિણામે એવા વર્તનનો ભોગ થઇ પડેલ યુવકો આકળા થઇને માથા ઉપર ચાલતા થઇ જાય, ધર્મના સિદ્ધાંતોને શોધી શોધીને આવું વર્તન કેવું અધાર્મિક છે એ સાબીત કરવાના ફાંફાં મારે તો એમાં એમનો બીચારાઓનો શો વાંક ? જ્ઞાતિઓના બંધનો ઢીલાં થઇ જાય, અને વખતના વહેતાં તુટી પણ જાય તો એ નાની નાની જ્ઞાતિઓના સ્થંભ ગણાતા, પ્રતિષ્ઠિત મનાતા, નેતા લેખાતા પુરૂષોનું શું થાય ? નાનકડા કુવામાં રાજ્ય કરતાં ઝીણાં ઝીણાં દેડકાંઓને કુવા તોડાવી મહાસાગરમાં નાખે તો જે દુઃસહ્ય સ્થિતિ એ દેડકાંઓની થાય એથી પણ ખરાબ સ્થિતિ જ્ઞાતિઓનો લોપ થતાં એ સ્થંભ ગણાતા, પ્રતિષ્ઠિત મનાતા, અને નેતા લેખાતા પુરૂષોની થાય, એ સહજ કલ્પી શકાય તેમ છે. અને છતાં એઓ જ્યારે વિરોધ દાખવે છે. ત્યારે ઉત્તરમાં તેમને તિરસ્કારયુકત અટ્ટહાસ્યજ મળે છે.

અને આ સર્વ દુઃખનું મોટામાં મોટું કારણ તે સ્ત્રી કેળવણીજ છે એમ પણ કબુલ કર્યા સીવાય કોઇનો છુટકો નથી. નેપોલિયને જે વિચાર દર્શાવ્યા છે કે નહિ એ પણ ચોકસપણે કહી શકાતું નથી એવાં અચોકસ કારણને લઇને સ્ત્રીઓને કેળવણી આપવાની પ્રચંડ યોજના આ દેશને માથે અવિચારી મનુષ્યોએ નાંખી દીધી છે, અને એમ કરીને આપણે માથે દુઃખના દરિયા ઢોળ્યા છે. આ સ્ત્રી કેળવણીરૂપ અનેક દુઃખો ઉત્પન્ન કરનાર રાક્ષસી સાધનનો નાશ કરવાને માટે, હે ગુજરાતના યુવકો ! તમે કયારે કટિબદ્ધ થાઓ છો ?

# ટેલીફોન

વીસમી સદીના જમાનાની વાત કરતાંજ ઘણા માણસના મોં ભરાઇ જાય છે. વીસમી સદીએ માણસ જાત ઉપર સેંકડો ઉપકાર કર્યા છે. જીવનનો રસ ચાખવાને માટે એણે અનેક પ્રકારનાં સાધનો પુરાં પાડયાં છે. અને એ સાધનો વાપરનાર મનુષ્યને દુઃખ જેવી વસ્તુજ નડે નહિ. આ અને એવાજ પ્રકારના મત ધરાવનારા માનવીઓ તમે જ્યાં જ્યાં નજર કરશો ત્યાં ત્યાં તમારી નજરે ચઢશે. હું આવો મત ધરાવનાર માણસોની ટીકા કરવા માંગતો નથી, કારણ કે હું પણ એમાંનોજ એક છું, એમ મને લાગે છે. છતાં મારા મનમાં ઘણીજ વાર એક વિચાર આવે છે કે એ સુખના સાધનો નર્યું સુખ આપતાં નથી એ વાત આપણે બધાં ભુલી જઇએ છીએ. જેમ જીવનમાં એ કહેવાતાં સુખના સાધનો વધ્યાં તેમ ભલે અમુક અગવડો ઓછી થઇ હશે; પરંતુ એ સાધનોને લઇને પાછી નવી કેટલીક અવગડો વધી છે એ બાબત પણ વિસારે મુકવા જેવી નથી.

ટેલીફોનનોજ દાખલો લ્યો. જેના ઘરમાં એ નથી હોતો, એને ચોવીસે કલાક એમજ લાગ્યા કરે છે કે ટેલીફોન વીના જીવન નકામું છે, અને જેમને ત્યાં એ સુખનું સાધન હોય છે તેમની એઓ અદેખાઇ કર્યા કરે છે. મારી પણ આવીજ સ્થિતિ હતી, એટલે આખરે હિંમત કરીને મેં ટેલીફોન લીધો. જે દિવસે ટેલીફોન

ઘેર આવ્યો તે દિવસે ગુરૂવાર હતો, એમ મને યાદ છે. તે દિવસે મેં ઑફીસથી ઘેર ત્રણ વખત ટેલીફોન કર્યો, અને મારી પત્ની અને છોકરાંઓ સાથે વાત કરી. તેઓએ આ ઉપરાંત મારા ઉપર બે વખત ટેલીફોન કર્યો, અને એમાં એક વખત તો મારા નાના બાબા સાથે મારે વાત કરવી પડી. ઘરમાં તે દિવસે બધું મળીને છત્રીસ ટેલીફોન કૉલ આવ્યા, અને ઘરના માણસો એથી બહુજ આનંદમાં આવી ગયાં. દરેક વેળા ઘંટડી વાગે, એટલે કોણ પહેલું ટેલીફોન લેવા દોડે છે એની હરિફાઇ ચાલે, અને એમાં બેએક છોકરાં લડયાં પણ ખરાં, અને રડયાં પણ ખરાં.

બીજે દિવસે શુક્રવાર હોઇને 'મેલ ડે' હતો, એટલે મારે સ્વાભાવિક રીતે કામ વિશેષ હતું. હું કામમાં મશગૂલ થાઉં કે તરત ટેલીફોન આવે. અને 'હલ્લો હલ્લો' ની બુમ પાડયા પછી ખબર પડે કે, એ ટેલીફોન ઘરનોજ હતો. એ પ્રમાણે પાંચ છ વેળા ટેલીફોન આવ્યો ત્યારે મેં પત્નીને બહુ વિનયથી ટેલીફોનમાં કહ્યું, " હવે આજે ટેલીફોન નહિ કરશો. મારે ઓફીસમાં ઘણું કામ છે,"

" તે એમ પહેલેથીજ કહેવું હતું ને કે તમને ટેલીફોનમાં તમારાં ઘરનાની સાથે વાત કરવામાં કંટાળો લાગે છે, " પત્નીનો અવાજ આવ્યો.

" ના, એમ નથી, પણ આજે 'મેલ ડે 'છે ને એટલે " હું બોલ્યો.

" આજે શું છે ? "

" આજે ' મેલ ડે ' છે.

" સહેલ ડે ? સહેલ ડે કોણ ? "

" સહેલ ડે નહિ. ' મેલ ડે. ' મે લ ડે. "

" તમે જરા મોટેથી બોલોની કે સમજણ પડે. અહિં તો ફીકો રડે છે. " પત્નીનો અવાજ સંભળાયો.

" ઇંગ્લાંડ ટપાલ મોકલવાનો દિવસ. મારે કામ ઘણું છે. " હું બોલ્યો.

" તે હું ટપાલમાં શું મોકલાવું ? તમે ઘેરથી નીકળો તે વખતે જરા ચોખ્ખું કહી જાઓ તો સમજણ પડે. પણ ઘરમાંથી નાસવાની ધાડાધાડમાં તમને ક્યાં અમારી દરકાર છે ! "

વધારે લંબાણથી પણ આનો પાર આવે તેમ ન હતું, એટલે ભવિષ્યનો વિચાર કર્યા વગર મેં ટેલીફોન બંધ કરી દીધો, અને હું મારે કામે વળગ્યો.

" ઘેર આવ્યા બાદ એ વિશેની ચકમક સારી પેઠે ઝરી પણ ખરી. પછીના દિવસે શનીવારે તો ઝાઝું એ બાબતમાં બન્યું નહિ, પણ શનીવારે રાતે નવ વાગ્યા સુધીમાં અમારે ત્યાં સતાવીસ વેળા ટેલીફોન આવ્યા હતા, એમ મને ખબર પડી.

નવ વાગ્યે હું બેઠો બેઠો વાંચતો હતો એવામાં પાછો ટેલીફોન આવ્યો અને હું તે લેવા ઉઠયો.

" હલ્લો. "

" હલ્લો. "

" તમે કોણ ? "

" હું છગનલાલ. કેમ ? તમે કોણ છો ? " મેં પુછ્યું.

" મગનલાલભાઇને ! મઝામાં છો ? ભાણીના વિવાહનું સાંભળ્યું કેની ? હું તો તમને પહેલેથીજ કહેતો હતો. " અવાજ આવ્યો.

" હું મગનલાલ નહિ, હું તો છગનલાલ છું. " મેં જવાબ વાળ્યો.

" હા, એ તો હું સમજ્યો રે, પણ એ તો રાંડયા પછીનું ડહાપણ. એમ વિવાહ થાયજ નહિ. "

" પણ ભલા ભાઇ, મારે ભાણીના વિવાહ કરવાજ નથી, કારણ કે મારે ભાણી નામની છોકરીજ નથી.' હું બોલ્યો.

"પણ ત્યારે બીજે ક્યાં નક્કી કર્યું ? કૈં કહો તો સમજણ પડે ને." અવાજ આવ્યો, એટલે મેં કંટાળીને ટેલીફોન મુકી દીધો.

સાડાનવે પાછો ફોન આવ્યો. મેં કૈંક ચીઢવાઇને તે લીધો, પણ પંદરેક મીનીટની માથાઝીક પછી કશુંજ સંભળાયું નહિ, એટલે મેં પાછો મુકી દીધો. દસેક વાગે હું સુવા ગયો અને નિદ્રાના આરંભમાં વિચિત્ર સ્વપ્નમાળ શરૂ થઇ ગઇ હતી ત્યાં ઘંટડી વાગી. મને બરાબર યાદ નથી પણ મારાથી તે વેળા અમુક અપશબ્દો બોલાઇ ગયા હશે એમ હું ધારૂં છું.

"હલ્લો, તમેજ છગનલાલ કેની ?" અવાજ આવ્યો.

"હાજી, હું છગનલાલ." મેં જવાબ આપ્યો.

"તમારા પડોશીને કહેવડાવશો કે ચતરભૂજ આજે મુંબાઇમાંજ રહેવાનો છે, અને ઘેર સુવા નહિ આવે.

"પડોશીનું નામ ?" મેં પુછ્યું.

"દલસુખરામ" અવાજ આવ્યો.

"ઠીકઇક, કહેવડાવી દઇશ." હું બોલ્યો.

"તસ્દી માઆફ." જવાબ આવ્યો.

મેં ચીઠી લખી. ઉંઘી ગયેલ નોકરને બોલાવી દલસુખરામને સંદેશો કહાવ્યો અને પછી હું પાછો સુવા ગયો.

પોણા બારે પાછી ઘંટડી. પહેલાં તો હું ઉઠયોજ નહિ, પણ એથી ઘંટડી બંધ થવાના સંભવ ઓછા હતા એટલે ખુલ્લા દિલથી હું ગાળ દેતો ઉઠયો અને મેં ફોન હાથમાં લીધો.

"હલ્લો ! કોણ છગનલાલ કે ?"

"હાઆજી."

"પેલા છનસુખભાઇ છે કેની, તમે ઓળખો છો કેની ?"

"કયા છનસુખભાઇ ?" મેં પુછ્યું.

"કેમ, પેલા નવસારીવાળા."

" નવસારીવાળાને હું ઓળખતો નથી અને ઉધનાવાલાને પણ હું ઓળખતો નથી " મેં ચીઢવાઇને જવાબ આપ્યો.

" તમે-તમે છગનભાઇજ કેની. "

" હા, કમનસીબે મારૂં નામ છગનભાઇ છે ખરૂં " મેં ઉદ્ધત જવાબ આપ્યો.

તે પછી ફોનને બીજે છેડે બે ત્રણ માણસની અંદર અંદર વાતચીત ચાલી તે મેં સાંભળી. " આમ કેમ છગનભાઇ બોલે છે ? " " અરે, એ તો એમનો સ્વભાવજ જરા ટોળી છે. મનેજ એમની સાથે વાત કરવા દ્યો. " આવાં વાક્યો મેં સાંભળ્યાં અને પછી બીજા માણસનો અવાજ મને ઉદ્દેશીને નીકળ્યો.

" અલ્યા છગન છાટકા ? બીજાસથી શું બોલે છે ? તું છન-મુખભાઇને ઓળખતો નથી ? "

" તમે મોં સંભાળીને બોલો. રાતના બાર વાગે એક તો કોઇને ઉંઘમાંથી જગાડો છો, અને ઉપરથી પાછા એલફેલ બોલો છો એટલે શું ? તમે છો કોણ ? તમારૂં નામ આપો અને ફોનનો નંબર આપો. " મેં તપી જઇ કહ્યું.

" હવે આપ્યા નંબર ! તે તારી બહેન જેની જોડે પરણાવી છે તે છનમુખભાઇ ! આહાહા ! હવે સાન ઠેકાણે આવી ? " મને જવાબ મળ્યો.

" મેં મારી કોઇ બ્હેન તમારા ઉલ્લુ છનમુખભાઇ જોડે આપીજ નથી. મારે સો બહેન હોત તો પણ હું તેમાંથી એક તમારા કમઅક્લી છનમુખભાઇ જોડે પરણાવત નહિ. બોલો, હવે કૈં કહેવું છે ? " હવે હું ફોર્મમાં આવતો જતો હતો.

પેલે છેડે પાછી અંદર અંદર ગુસગુસ ચાલી, અને પછી પાછો બીજો અવાજ નીકળ્યો. " તમે છગનભાઇ સેવકરામ નહિ ! ? "

" નાજી, હું છગનલાલ ભગુભાઇ, હું છગન છાટકો નહિજ, અને તમારા જેવા પીધેલાઓમાંથી કોઇ મારો મિત્ર પણ નથી સમજ્યા? " હું બોલ્યો.

" ત્યારે તો માઆફ કરજોજી, જરા ભુલ થઇ લાગે છે. " આટલુ બોલીને તેણે ટેલીફોન બંધ કર્યો.

હું બબડતો ફફડતો સુવા ગયો. થોડીવાર તરફડીયાં મારીને હું નિદ્રાવશ થયો એટલામાં સાડા પાંચે ફોનની ઘંટડી આવી. મેં ઉઠીને લીધો.

" હલ્લો ! કોણ છગનભાઇ ભગુભાઇ કે? " સવાલ પુછ્યો.

" હાઆજી. " મેં જવાબ આપ્યો.

" તમારા કાકાના છોકરા ધનુભાઇ એકદમ માંદા થઇ ગયા છે તે તાબડતોબ અહિં આવો. "

" હેં ! અચાનક શું થઇ ગયું? કાલે તો બપોરે બે વાગ્યે હું એમને મુંબાઇમાં મળ્યો હતો. " મેં ગભરાઇને પુછ્યું.

" અચાનક બેભાન થઇ ગયા છે, " ફોન આટલું કહીને બંધ થયો. મેં તરત પત્નીને ઉઠાડી. છોકરાંઓને એમને એમ ઉંઘતાં રાખી, નોકરને ભરોસે સોંપી, જે પહેલી ટ્રેન અમારા પરાંને સ્ટેશનેથી મળી તેમાં બેસીને અમે મુંબાઇ પહોંચ્યાં. સુમારે પોણા સાતે ધનુભાઇને ઘેર અમે પહોંચ્યાં, ત્યાં ધનુભાઇના પત્ની તરતનાજ ઉઠીને દાતણ કરતાં હતાં.

" કેમ ! કેમ ! ધનુભાઇને કેમ છે? " અમે પતિ પત્નીએ ગભરાતાં ગભરાતાં પુછ્યું.

" એમને ! શું થયું હતું? કોણે કહ્યું? એ તો હજી આ ઉંઘે. રવિવારે પોણા સાતમાં એ તે ઉઠે? એ તો સાડા આઠે ઉઠનારા ! " ધનુભાઇના પત્નીએ જબાબ આપી બે ત્રણ કોગળા કર્યા.

"પણ—પણ મને ફોન આવ્યો કે ધનુભાઇ બેભાન થઇ ગયા છે માટે જલ્દી આવો. છોકરાંને ઉંઘતાં મુકીને અમે દોડતાં આવ્યાં. હજી ચાહ પણ પીધી નથી." અમે જવાબ આપ્યો.

"એમને તો કૈંએ થયું નથી. ચાહ તો પીધી નથી તે અહિંયા પીવાશે. પણ તમારા દોસ્તદાર મંડળમાં આ જાતની મશ્કરીઓ ખુબ ચાલે છે એ મને જરા પણ પસંદ નથી. કોઇ દહાડો 'વાઘ આવ્યો—વાઘ આવ્યો' ના જેવું થવાનું છે." ધનુભાઇના પત્નીએ વાજબી રીતે ચીઢવાઇને કહ્યું, અને પછી પતિના પલંગ આગળ જઇને કહ્યું, "હવે તો ઉઠો, આ તમારી તબીયત જોવા તમારાં ભાઇ અને ભાભી છેક સાંતાક્રુઝથી આવ્યાં છે."

ધનુભાઇ આંખ ચોળતા ઉઠયા અને અમારો ખુલાસો સાંભળીને પહેલાં તો ખડખડાટ હસ્યા. પછી પત્નીનું આવી મશ્કરીઓ કરવામાં રહેલ જોખમ વિશેનું ગરમ ભાષણ સાંભળીને એમને ફરીથી હસવું આવ્યું, અને માથું ખંજવાળતા તે બોલ્યા, "હંઅંઅં! હવે સાંભર્યું. એ પેલા ચંદુ ચીભડાંચોરનુંજ કારસ્તાન. આજે પહેલી એપ્રીલ કેની! તે એપ્રીલ ફુલ બનાવ્યો તને! એ કાલેજ ઓફીસમાં ગુસપુસ કરતો હતો, અને કોને કોને કેવી રીતે બનાવવા એ ગોઠવતો હતો." આટલું બોલીને તેનાથી નજ રહેવાયું તે પાછો ખડખડાટ હસી પડયો!

વીસમી સદીના સુખના અનેક સાધનમાંથી એક સાધન ટેલીફોનના સુખ પાછળ રહેલ દુઃખ અને સગવડનો આ માત્ર આછો ખ્યાલ છે તે હું વીસમી સદીના અનન્ય પૂજકોને અર્પણ કરું છું.

———

# હવાફેર

હવાફેરની પ્રથાને રૂઢી કહેવી કે ફેશન કહેવી એ વિચાર મારા મનમાં ઘણીવાર ઘોળાયા કરે છે. હું રૂઢીનો અર્થ એવો કરૂં છું કે જે પ્રથા આપણા બાપદાદાથી ચાલી આવેલી છે–પછી ભલે તે સારી હોય કે નરસી હોય–તે રૂઢી અને જે પશ્ચિમના લોકોના સંપર્કથી આપણામાં દાખલ થઇ હોય તે ફેશન !

હવે આપણા બાપદાદા હવાફેરની પ્રથામાં માનતા હતા કે નહિ, એઓ વર્ષમાં અમુક વખતે, અનેક અગવડો વેઠીને પણ હવાફેર જતા હતા કે નહિ એ જાણવાને માટે આપણી પાસે ચોકસ સાધનો નથી. ઇતિહાસ એ બાબતમાં ઝાઝું અજવાળું પાડી શકતો નથી–કોઇક ઠેકાણે પાડતો હોય તો તેની પુરતી ખબર નથી. હા, હિંદુસ્થાનના મુગલ બાદશાહો ઉન્હાળામાં કોઇક બીજે ઠેકાણે જતા એમ અમુક ઠેકાણે વાંચેલું એવું મને યાદ છે; પણ બાદશાહો અમુક કાર્ય કરે તે રૂઢી પણ ન કહેવાય તેમ ફેશનમાં પણ પ્રચલિત નહિ થાય. અને આપણા રજપુત રાજાઓને તો હવાફેર જવાનો વખતજ ન હતો એમ કહીએ તો ચાલે. જરા જરામાં એઓ પ્રતિજ્ઞા લઇને ગાદી છોડીને ચાલ્યા જાય. રણવાસમાંજ છ છ માસ પડયા રહે અને ત્યાંથી નીકળીને સીધા રણભૂમિ ઉપર લઢવા અને મરવા જાય ! આમ એમના જીવનમાં શાંતિજ નહિ અને અમુક દૈનિક કાર્યક્રમજ નહિ તો પછી હવાફેર જેવું તો હોયજ કયાંથી ? જ્યાં દૈનિક, માસિક

અને વાર્ષિક અમુક રીતે મુકરર કાર્યક્રમ હોય ત્યાંજ હવાફેરને સ્થાન હોય એમ આપણે સ્વીકારી લઇએ તોપણ ખોટું નથી. આપણા બાપદાદાઓમાં જાત્રાએ જવાનો રીવાજ હતો પણ એને હવાફેરનું નામ આપવું એ બેહુદું તેમજ પાપમાં પડવા જેવું છે.

પણ પશ્ચિમના લોકોમાં નાનામાં નાના પ્રસંગે પણ સ્થાનફેર કરવાનો રીવાજ બહુજ જોવામાં આવે છે. લગ્ન જેવા ગંભીર પ્રસંગે પણ, જ્યારે પતિ-પત્નીએ ઘણી નવી અને ગંભીર જોખમદારીઓ માથે વ્હોરી લીધી હોય છે ત્યારે પણ એઓએ સ્થાનફેરનું લાકડું ઘુસાડી દીધેલું હોય છે. અને પશ્ચિમના લોકો જે કરતા હોય તે બધુંજ બાહુ સારૂં હોવુંજ જોઇએ એમ આપણામાંના ઘણા માનતા હોવાથી આપણામાં હવાફેરનો રીવાજ દાખલ થઈ ગયો છે.

હું કબુલ કરૂં છું કે એક માણસ માંદો થઈ ગયો હોય અને તેમાંથી ઉઠે ત્યારે એને આરામની જરૂર છે. અને તેવે સમયે એને એક ઠેકાણેથી બીજે ઠેકાણે થોડા દિવસ લઇ જવામાં આવે તો એમાં કશું ખોટું નથી; પરંતુ આપણે બધાંજ ધાબડધીંગા જેવાં હોઇએ અને છતાં ફેશન પડી એટલે ગાંઠનું ખર્ચીને ગમે ત્યાં નાનો બંગલો રાખીને કે અમુક સેનેટોરિયમમાં જઈને પડવું એમાં કોઇ પણ રીતે ફાયદો નથી એટલુંજ નહિ પણ પરિણામે અનેક રીતનું નુકશાનજ છે એમ હવે હું માનતો થયો છું. અલબત્ત, આ પ્રમાણે બીજા લોકો માનવાને તૈયાર નહિજ થાય એ હું જાણું છું કારણકે મનુષ્યોનો સ્વભાવજ એવો પડયો કે પોતે અત્યારસુધી અમુક કાર્ય કરતા હતા તે બેવકુફાઇ ભર્યું છે એમ માનવાને કબુલ થાયજ નહિ.

હવાફેરની પૃથાની સામે મારો વિરોધ છે એના કારણો મારે કંઇક વધુ સ્પષ્ટ રીતે બતાવવાં જોઇએ. હવાના ફેરથી માણસને ફાયદો

થાય છે એ વાત હું કબુલ કરૂં છું અને હવાફેર કરવા જાય તે વખતે માણસો માત્ર આજ વાત ધ્યાનમાં રાખતાં હોય તો તેમને હવાફેરથી ફાયદો પણ કદાચ થાય. પરંતુ માણસો થોડાથી સંતોષ માનતાં નથી. એઓ હવાફેર જાય ત્યાં હવા ઉપરાંત બીજા લાભો પણ સાથે સાથે લઈ લેવા તલસી રહે છે. મુંબાઈમાં મહીનામાં એક વખત પણ પાંચ દસ મીનીટની 'વોક' લેવા જતાં ન હોય તેઓ હવાફેર જતાંજ પાંચ માઈલ સવારે અને પાંચ માઈલ સાંઝના ચાલવાનું શરૂ કરી દે છે. સાધારણ રીતે આપણે અઠવાડીઆમાં એકાદ બે વખત પત્તાં વગેરેની રમત રમતાં હઈશું પણ હવાફેરમાં તો રોજજ રમવાં જોઈએ ! આપણે હમેશ બેજ વખત ખાવાનું ખાતાં હઈએ અને તે પણ બરાબર પચાવી શકતાં ન હોઈએ પણ હવાફેર ગયાં કે તે ક્ષણથી આપણે બધાં મથુરાંજીના ચોબાજ થઈ ગયાં છીએ એમ માનીને ચાર વખત ખાવાનો યત્ન કરીએ. અહીં આપણે થોડો વખત હસીએ, થોડો વખત ગંભીર રહીએ, થોડો વખત છાપાં વાંચવામાં ગાળીએ. પણ બીજે ગામ હવાફેર જતાં ચોવીસે કલાક આપણે હસવુંજ જોઈએ, ગંભીરતાની ગંધ પણ ન આવવી જોઈએ એ જાતની મનોવૃત્તિ આપણે કેળવવા માંડીએ છીએ. હજી એક રમતમાંથી પરવારીએ નહિ ત્યાં બીજી રમતનો આરંભ થાય જ. આપણને સ્વાભાવિક આઠ કલાકની ઉંઘ જોઈએ; પણ હવાફેર ગયાં એટલે તો બે કલાકની ઉંઘ હોય તો પણ ચાલે, એવું આપણે માની બેસીએ છીએ. આપણા મિત્રો જોડે ચોવીસ કલાકમાં આપણે ભાગ્યે અરધી–કલાકની સરેરાસે બોલતા હઈશું પણ બીજે ઠેકાણે જતાંજ આપણે ચોવીસે કલાક એમની જોડે ધરાંપરાં કરવા મંડી જઈએ–આપણને એ પ્રમાણે કરવુંજ જોઈએ ! આ બધાં અને આવાં અનેક કારણોને લઈને જે લોકો હવાફેર જાય છે તેમાંથી અઠાણું ટકા માણસોને હવાફેર જવાથી ફાયદો થતો નથી પણ ગેરફાયદો જ

થાય છે. છતાં, હું ભુલ કરૂં છું એમ કોઈ બતાવી આપશે તો હું મારી ભુલ કબુલ કરવા તૈયાર છું.

મને એક પ્રસંગ યાદ આવે છે: મારૂં કુટુંબ અને બીજા ત્રણ મિત્રોના કુટુંબ એમ મળીને ચાર કુટુંબોએ ડુમસના સેનેટોરિયમમાં હવાફેર કરવા જવાનો નિશ્ચય કર્યો. જ્યારથી એ નિશ્ચય કરવામાં આવ્યો ત્યારથીજ અમારામાં કાંઇક અજબ ફેરફાર થઇ ગયો. જરા જરા વારમાં અમારાં બૈરાંઓ હીહીહી કરીને હસવા માંડે, એકેકના વાંસામાં ધબ્બા મારે અને સગી બહેનો એકએકમાં જેટલું બતાવે નહિ તેટલું હેત બધાંએ બતાવવા માંડયું. આરંભમાં લગભગ બધાંએજ કહ્યું કે જુદા જુદા ચુલા કરવા કરતાં એકજ રસોડામાં રસોઇ કરવી એટલે મજા વધારે આવશે. પણ મને આવા વિષયોમાં કૈંક જ્ઞાન મળેલું એટલે હું તો સામોજ પડયો. બધાંજ માણસો—મારી બૈરી સુદ્ધાં મારી સામા થયાં પણ હું એકનો બે થયો નહિ એટલે આખરે મારા કુટુંબને-તે વખતે મારા કુટુંબમાં હું અને મારી બૈરી બેજ માણસો હતાં-કાઢીને બાકીના ત્રણ કુટુંબોએ એક રસોડું કરવાનો નિશ્ચય કર્યો. મારા ત્રણ મિત્રો જેવચરામ, માણેકરામ અને છગનલાલ એક રસોડાના વિચારથી આનંદમાં આવી જઇને લગભગ ઘેલા થઇ ગયા.

ધીમે ધીમે સામાન પેક કરવાની ધમાલ ચાલી. અમે બધાંય સાધારણ રીતે નવ-સાડાનવમાં સુઇ જનારાં માણસો અગીઆર બાર વાગ્યા પહેલાં સુઇ નહોતાં શકતાં; કારણકે ડુમસમાં શા શા પ્રોગ્રામો કરશું અને કેવી કેવી રીતે ત્યાં મોજ ઉડાવશું એવી વાતોમાં વખત જણાતો નહતો. અમારામાંથી કોઇ પણ સારી તંદુરસ્તી તો ભોગવતું જ નહતું પણ જેવચરામના પત્ની લક્ષ્મીબહેન અને છગનલાલ એ તો ખાસ મંદુડીઆંજ ગણાય. તેઓ તો આ સામાન બાંધવાની ધમાલમાં અને નાહક ઉજાગરા કરવામાંજ માંદાં પડી ગયાં. પણ તે

9

વખતે હવાફેરનો નિશો બધાંને ચઢયો હતો એટલે એ મંદવાડ પણ કોઇએ ગણકાર્યો નહિ. છગનલાલની બિમારીમાં એમને ત્યાંના ફેરા અમે પુરૂષવર્ગે ખાઇ લીધા અને લક્ષ્મીબહેનની માંદગીમાં બૈરાંઓએ એમનું કામ હાથમાં લઇ લીધું.

આખરે અમે હવાફેર જવા ઉપડયાં. સુરત ઉતરીને બસમાં ડુમસ ગયાં અને ત્યાં સેનેટોરિયમમાં પહોંચતાં ખાસા રાતનાં સાડા આઠ થયા. મુંબાઇમાં આગલી રાતે બે વાગે સુતેલાં અને સાડાચારે ઉઠેલાં અને ત્યારથી અથડામણ ભોગવતાં રાતના સાડા આઠે સેનેટો-રિયમમાં પહોંચ્યાં એટલે અમારો આટો દબાઇ ગએલો પણ જેમ દારૂના નિશામાં માણસને થાક લાગતો નથી તેમ હવાફેરના ઘેનમાં અમને કશું જણાયું નહિ. ત્યાં બધાંએ સાથે બેસીને કાચું કોરૂં સાથે લઇ ગયાં હતાં તે અમે ખાધું અને પછી તડાકા મારતાં મારતાં લગભગ બાર વાગે સુતાં. સવારે સાડા પાંચે ઉઠવું જોઇએ એમ બધાંએ કહ્યું પણ તેમાં મેં અને મારી સ્ત્રી લીલાવતીએ ના પાડયાથી અમારાં નામ બાજુએ મુકવામાં આવ્યાં અને બાકીનાએ સાડાપાંચે ઉઠીને સવારની વૉક લેવી એવો ઠરાવ કર્યો.

હું અને લીલાવતી સાડા છએ ઉઠયાં ત્યારે તો પેલાં ત્રણ કુટુંબો ફરવા ઉપડી ગયાં હતાં એમ અમને જણાયું. દસેક વાગે એ લોકો ફરીને આવ્યાં પછી એમના ત્રણ કુટુંબની ભેગી રસોઇ શરૂ થઇ. જેવચરામ, તેમની પત્ની લક્ષ્મી, માણેકરામ, તેમની પત્ની હીરાગવરી, છગનલાલ અને તેમની બૈરી ગુલાબ બધાં હાહાઠીઠી કરતાં રસોઇ તૈયાર કરવામાં મચી પડયાં. તેમના ત્રણ કુટુંબે નાનકડું સ્વર્ગ સ્થાપી દીધું હોય એમ લાગતું હતું.

"કેમ નાનાભાઇ ! ઘરમાં રહ્યા રહ્યા કેટલુંક વધ્યાં ?" માંદા છગનલાલે સહેજ ઉધરસનું ઠસકું ખાતાં ખાતાં મને ટકોર કરી. બીજાં બધાં આ સાંભળી ખડખડાટ હસી પડયાં.

" અને લીલા બ્હેને તો દાદરા ઉપર બે ત્રણ વાર ચઢી ઉતરીને કસરત કરી લીધી હશે ખરૂં ને ?" હીરાગવરીએ સ્નેહથી મારી સ્ત્રીની મશ્કરી કરતાં કહ્યું.

" આજે સાંઝે દરીએ આવવું છે કે નહિ ? ભાઇ, કોણ જાણે ! તમારૂં કૈં કહેવાય નહિ !" ગુલાબબહેને ટહુકો પુર્યો અને વળી બધાં હસ્યાં. છોકરાંઓમાં જેવચરામની વિલાસિકા સાત વર્ષની અને ચિત્તરંજન ત્રણ વર્ષનો, માણેકરામનો પુત્ર અરવિન્દ છ વર્ષનો અને વસંતિકા ચાર વર્ષની, છગનલાલનો પુત્ર જવાહર નવ વર્ષનો એમ હતાં. તે ઉપરાંત છગનલાલનો સાળો ભાલચંદ્ર પંદર વર્ષનો હતો. આ બધાં વાતાવરણ તદ્દન નવું હોઇ આનંદને હેલે ચઢીને ઉન્મત થઇને ફરતાં હતાં. એમનો આનંદ, એમનો ઉત્સાહ અને હૃદયની પ્રફુલ્લતા જોઇ બે ઘડી લીલાવતીને પણ થયું કે આપણે પણ એ રસોડામાં ભળ્યાં હોત તો ઠીક થાત. તેણે મને કહ્યું પણ ખરૂં પણ તે વખતે આપણી ભુલ કબુલ કરીને આપણે તેમના શરણે જવું એ મને ઠીક નહિ લાગ્યું તેમજ લીલાવતીને પણ એમ થયું કે હવે સાથે જમવાનું કહેવું એ ઠીક નહિ. પણ અમારો જીવ તો બળ્યોજ.

એ લોકો બધાં સાથે બેસીને બહુજ આનંદથી જમ્યાં, એમ એમના હોકારા ઉપરથી જણાયું. જમીને હજી પુરા હાથ ધોવાઇ રહ્યા ન હતા ત્યાં તો " પાના ક્યાં છે ?" ની બુમો પડી રહી. " નાનાભાઇ ! લીલાબહેન ! આવો છો કે ? બેઠાં બેઠાં પાના રમશું તેમાં તો તમને થાક નહિ લાગે ને ?"

મેં સહેજ કહી જોયું: " પણ કાલના આખા દિવસનો થાક અને પાછા મોડા સુતેલા તે અત્યારે સહેજ ઉંઘી લઇએ તો ?" બસ, થઇ ચુક્યું. આ બાબતમાં તો મારી પોતાની સ્ત્રી પણ મારી સામે પડી. " આખી જીંદગી ઉંઘમાંજ કાઢો તોય હજી ઉંઘ પુરી

થઇ નહિ ? મુંબાઇ જાઓ ત્યારે ઉંઘ્યાજ કરજો ને ત્યાં તમને કોણ પાના રમવા બોલાવવાનું હતું ! " બધાંનો અવાજ નીકળ્યો, કેમ જાણે મુંબાઇમાં નોકરી ધંધો નહિ હોય અને માત્ર ઉંઘવાનુંજ હોય!

છતાં બહુમતીના દબાણને લઇને મારે રમવું પડયું. રમતાં રમતાં ચારેક થયા. પાનાની રમતમાં બહુજ ઓછું ધ્યાન અપાતું હતું. રમનારાંઓ તેમજ જોનારાંઓ કેમ ધાંટાધાંટ વધારે થાય અને તેને પરિણામે હવાફેરનો આનંદ વધુ મળે તેમ કરવાના યત્ન કરતાં જણાતાં હતાં. ચાર વાગે સામટી ચાહ થઇ, અમારી છુટી ચાહ કરવા દેવામાં આવીજ નહિ. ચાહ પુરી પીવાઇ નહિ રહી ત્યાં તો " દરીયે જવું છે કે માત્ર ઓટલે બેસીને ઝોકાંજ ખાવાં છે ? મુંબાઇમાં દરિયો નથી દરરોજ જોવાનાં ? " ની બુમો પડી. બધાં ફરવા જવાને તૈયાર થઇ ગયાં.

દરિયે પહોંચ્યાં. ત્યાં હું અને લીલાવતી તો નીરાંતે રેતીમાં બેસવાનો વિચાર કરતાં હતાં એટલામાં બધાંયે વાંધો ઉઠાવ્યો. " ના, અહિં બેસવા નથી આવ્યાં. ખાધું પચાવવા આવ્યાં છીએ. વેવાઇને માંડવે જાઓ ત્યારે એમ બેસી રહેજો " ના અવાજો થયા. કોઇએ દરિયા કિનારે આઘે ને આઘે ફરવા જવાનું કહ્યું તો કોઇએ આટાપાટા રમવાનું સુચવ્યું. કોઈએ ફ્રેગટસની રમત રમવાનું કહ્યું. આખરે ફ્રેગટસ રમવાનું ઠર્યું. ખુબ રમ્યાં અને સાડાસાતેકે પાછાં ઘેર જવા નીકળ્યાં. ઘેર આઠ—સવા આઠે પહોંચ્યાં. તે પછી પેલાં લોકોએ રસોઈ કરી અને આશરે દશેક વાગે જમ્યા. તે પછી થોડી-વાર પત્તાં અને ગપ્પાં એટલે બારનો સુમાર ! તે પછી બીજા દિવસનો કાર્યક્રમ શરૂ !

આ પ્રમાણે બે ચાર દિવસ હોય તો જાણે સમજ્યા; પણ એક માસ એટલે ત્રીસ દિવસ પુરા આ પ્રમાણે જીવન ગુજારવાનો

કોઈ નિશ્ચય કરે તો હું નથી ધારતો કે મેકફેડન, સેંડો, રામમૂર્તિ કે ગામા જેવા કોઈ પણ માણસ ટકી શકે કે ! અને જ્યાં તબીયત અસ્વસ્થ હોય ત્યાં પ્રકૃતિ પણ ગરમ રહેજ એ સમજી શકાય તેમ છે. હવાફેરના ઘેનમાં ચકચુર બનેલ આ લશ્કરમાં લક્ષ્મીબહેન અને છગનલાલ પહેલાં પટકાયાં. જાણે આટલું પુરતું નહિ હતું તેમ કોઇએ દરિયે નહાવા જવાનો કાર્યક્રમ એમાં ઉમેરવાનું કહ્યું. દરિયા કિનારે હવાફેર જતાંની સાથેજ ભરતી ઓટનો સમય, પાણીમાં તાણ ક્યારે હોય વગેરે બાબતોમાં આપણે ઉસ્તાદ થઇ જઈએ છીએ. આ પ્રમાણે સમય કાઢતાં, થોડી તકરાર પછી એમ ઠર્યું કે બપોરે દોઢ વાગે ખરી ભરતી હોય છે. તે વખતે નહાવા જવું એમ માણેકરામભાઈનો ફતવો બહાર પડયો. મારાં કુટુંબની તો નાજ હતી એટલુજ નહિ પણ સઘળું કામ સાથે મળીનેજ કરનાર એ ત્રણ કુટુંબમાં પણ ભંગાણ પડયું. લક્ષ્મીબહેન અને છગનલાલથી તો જાણે જઇ શકાય તેમજ ન હતું. છગનલાલના છોકરા જવાહર બાબત સહેજ તકરાર થયા બાદ એમ નક્કી થયું કે જવાહરને પણ નહાવા સાથે લેઈ જવો, એમ શરદીથી બીતાં રહેવાથીજ છોકરાઓ મંદુડીઆં અને માંય-કાંગલાં થઇ જાય છે એ પ્રમાણેનો નિર્ણય થઈ ગયો. અને એ પ્રમાણે દરિયાસ્નાન થઇ પણ ગયું. પણ પરિણામે માંદગી અને મિજાસ વધ્યાં અને વધવાની સાથે સંપ એટલાજ પ્રમાણમાં ઓછો થયો. આરંભમાં બોલતાં બોલતાં બધાંથી હસાઇ જવાતું તે હવે મુશ્કેલીથી હાસ્ય નીકળવા માંડયું.

રફતે રફતે કાર્યક્રમ અરધા ઉપર ફેરવાઇ ગયો. પાનાની રમતમાં માણેકરામે છંછેડાઇને છગનલાલના વહુ ગુલાબને કૈં ન કહેવાનું કહી દીધું. એને પરિણામે પાનાની જોડ ચીરાઈ ગઈ. દરિયે સ્નાન કરવા જવાની પૃથા પણ ઘણાને શરદી થવાથી માંડી વાળવામાં આવી. એકત્ર રસાડાની ઉત્તમ રીતિમાં પણ ખામીઓ જણાવા

માંડી. લક્ષ્મીબહેન જરા વધુ માંદાં હોવાથી રસોઇનો બોજો હીરાગવરી અને ગુલાબગવરી ઉપર આવી પડયો. આમાં હીરાગવરીને ચાર વર્ષની નાની પુત્રી એટલે એમનું ચિત્ત પણ રસોઇમાં ચોંટતું નહિ. પરિણામે એકલી ગુલાબગવરીને માથે જરા વધારે બોજો આવી પડયો. બે વારની પુરી રસોઇના ઠેકાણાં મળે નહિ ત્યાં છોકરાંઓને બપોરનાં ખાવાનું મળેજ ક્યાંથી ? આથી છોકરાંઓમાં પણ અસંતોષ વધ્યો. માણેકરામના છ વર્ષના પુત્ર અરવિન્દને અને જેવચરામની સાત વર્ષની પુત્રી વિલાસિકાને આરંભથીજ સાઠમારીઓ થયા કરતી પણ તે સમયે તો ઉભયના માતાપિતા માત્ર હસતાં અને બહુ થાય તો પોતાના છોકરાંને સખત તતડાવતાં પણ મામલો બગડતાં એક વખત હીરાગવરીથી કહેવાઇ ગયું કે વિલાસિકા જેવી વંચડ છોકરી એણે બીજી જોઈ ન હતી !

આના જવાબમાં બીજેજ દિવસે જેવચરામે કહી સંભળાવ્યું કે અરવિન્દ જેવો માંકડા જેવો છોકરો એમણે જોયો ન હતો અને એના જેવાને તો કોઇ ગુરૂકુલ કે એવી સંસ્થામાંજ મોકલાવી આપવો જોઇએ. છગનલાલના સાળાએ માણેકરામનું સારૂં જેવું અપમાન કર્યું એમ પ્રસિદ્ધિમાં આવ્યું. ધીમે ધીમે કડવાશ વધતી ગઈ. સવારની ફરવાની મોજનો ત્યાગ લગભગ બધાંએજ કરી દીધો. અને સાંજે દરિયે પણ એમાંના અરધાંજ આવવા લાગ્યાં. છેવટે વીસેક દિવસ વીત્યા હશે ત્યારે ઉઘાડું યુદ્ધ થયું. બધાય પક્ષ તરફથી સાફ સાફ સખત શબ્દોમાં એક એકના અવગુણો ઉઘાડા પાડવામાં આવ્યા. હું અને લીલાવતી વચમાં પડયાં અને જેમ તેમ સમાધાન કરવામાં આવ્યું પણ છગનલાલની તબીયત વધુ બગડી હતી અને તેમાં ગુલાબગવરીએ એવું તહોમત મુકયું કે પેલાં બે કુટુંબ છગનલાલનું મોત ઇચ્છી રહ્યાં છે એટલે વળી પાછું વાતાવરણ ગરમ થઇ ગયું અને છગનલાલના કુટુંબે બે ટંક મારે ત્યાં જમીને સુરત તરફ રવા-

નગી લીધી. જેવચરામ અને માણેકરામને ત્યાં જુદાં રસોડાં થઈ ગયાં અને છેલ્લા આઠ દિવસમાં એ બે માણસના કુટુંબીજનો ભાગ્યે આઠ વાકયો અંદર અંદર બોલ્યાં હશે.

મુંબાઈ આવ્યા પછી એ ત્રણે કુટુંબોને મારી સાથે સારો સંબંધ છે પણ એઓ અરસપરસમાં તો હજી બોલતાંજ નથી!

દરેક હવાફેર જનાર કુટુંબને કદાચ આવો અનુભવ નહિ થતો હોય એવું હું કબુલ રાખું છું છતાં પણ હું હજી એટલું તો કહું છુંજ કે સાજા સારાં માણસોએ જાણી જોઇને " આવ કુહાડા પગ ઉપર " કરવાની જરા પણ જરૂર નથી. એવી રીતે હવાફેર જવામાં માણસોને કૃત્રીમ આનંદ, બનાવટી સ્નેહ, દાંભિક મિત્રતા, ખોટી ભુખ, મર્યાદા વગરની શક્તિ વગેરે અનેક અનિષ્ટ લાગણીઓ ઉત્પન્ન કરવીજ પડે છે અને એવી રીતે મનુષ્ય પોતે પોતાની સ્વાભાવિક લાગણીઓ ભુલી જાય, કૃત્રીમ લાગણીઓ ઉત્પન્ન કરે એને પરિણામે દુઃખ ઉદ્‌ભવેજ એવી મારી દ્રઢ માન્યતા છે.

આટલું કહેવા છતાં, હું આ બાબતમાં ભુલ કરૂં છું એવું કોઇ પુરવાર કરી આપશે તો હું મારી ભુલ સુધારવા તૈયાર છું.



# કાંદીવલીની જ્યાફત

મેસર્સ ધનજીભાઇ મોહનલાલ એન્ડ કંપની, સોલીસીટરોની ઓફીસમાં કામકાજ મોળાં હતાં એટલે બધાય કલાકો કામ કરે છે એમ બતાવીને તડાકા મારતા બેઠા હતા. છગનલાલના ટેબલ આગળ બે ત્રણ જણા અંદર અંદર ઘુસપુસ ઘુસપુસ કરીને હસતા હતા પણ શી વાત કરતા હતા તે બીજાઓથી સમજાયું નહિ. થોડીવારે છગનલાલે મોટો ઘાંટો પાડીને રમણીકલાલને કહ્યું, "રમણભાઇ ! રવિવારે જ્યાફતમાં આવવું છે ?"

"આજે શનિવાર તો થયો અને રવિવારે પાર્ટી ! તમે મને આજે કહો છો ! પાછા ચાર પાંચ રૂપીઆનું પાણી આપણે કરવું નથી." રમણીકલાલે કહ્યું.

"ના રે ના, બિરાદર ! આ વખતે ચાર પાંચનો સવાલ નથી. માત્ર તમારા ગાડી ભાડાં ઉપરાંત માંડ આઠેક આનાનો ખરચ આવશે. બોલો, થાય છે મરજી ?" છગનલાલના એક ગોઠીઆ છોટાલાલે જરા આંખનું મટકું મારતાં કહ્યું, "કેમ છગનલાલ! બોલ્યો નહિ ?"

"હારે હા, આ વખત પૈસાને માટે તમારે બીવાનું નથી," છગનલાલે ટાપસી પુરી, "કોઇ હરીનો લાલ મળી ગયો છે."

"ત્યારે તમે માકુભાઇને કહ્યું ?" રમણીકલાલે પુછ્યું.

"નારે ના, એ મવાલી કૈં આવે એમ નથી. એને વારે

ઘડીએ કોણ પુછે ? એ તો હમેશાં નાની નાજ કહેતો આવ્યો છે.” છોટાલાલે જવાબ વાળ્યો અને એ અને છગનલાલ પાછા ખડખડાટ હસ્યા. રમણીકલાલને એમાં ઝાઝી સમજણ પડી નહિ, તેમ એણે એ ઉપર બહુ ધ્યાન પણ આપ્યું નહિ. વળી રવિવારે એને અમુક કામ હતું. એટલે જયાફતમાં કોઇ પણ રીતે એનાથી જવાય એમ નહતું, તેમજ રમણીકલાલ અને માકુભાઇ ખાસ દોસ્ત એટલે કોઇ ઠેકાણે એકલા જાયજ નહિ—જાય તો બન્ને જાય અને નહિ તો એકેય ન જાય.

પણ થોડીવાર પછી પાછું રમણીકલાલને કૈંક યાદ આવી ગયું. “ છોટુભાઇ ! રવિવારે આઠ વાગે પેલા દોલતરાયને ત્યાં-સંગીતનો જલસો છે અને સાથે માવાની ઘારી ને ફરસાણ કરવાનો છે, તેમાં તમે નહિ આવો ? ”

“અરે એ દોલતની મીજબાની તે છોડાય ? કૈંક પાંચ વરસે એક વખતે બોલાવે ત્યાં આપણે ચુકીએ પણ ખરાકે ! એમાં જઇશું અને પછી અગીઆરેકની ગાડી ગ્રાંટરોડથી પકડીશું.” છગનલાલ બોલ્યો.

“ ત્યારે સીધું સામાનનું શું ? ” દેશી બીડીના ધુમાડા કાઢતાં રમણીકે પાછો સવાલ કર્યો.

“ સીધું સામાન એક માણસ સાથે નવેક વાગે મોકલાવી આપશું, ” છોટાલાલ બોલ્યો, “ આ તો એક ગમ્મતની પાર્ટી છે. ત્યાં નીરાંતે જઇને હાથોહાથજ રસોઇ કરવાના છીએ. બે ત્રણ વાગે રસોઇ તૈયાર થશે તોપણ શી પરવાહ છે ! ”

વાત આટલેથી અટકી. પછી પાછા સૌ સૌના કામમાં પડયા; અસીલો, બ્રીફો, પ્લેઇન્ટ વગેરે શબ્દો છુટથી વપરાવા લાગ્યા અને પછી ઓફીસ બંધ થઇ. રમણીકલાલ તબીયતને જાળવવા કોઇ કોઇ

વખત ટ્રામનો બહિષ્કાર કરીને પોતાની ચાલી સુધી ટાંટીયા ઉપરજ જતા. તે અને માકુભાઇ એકજ ચાલીમાં પાસે પાસેજ રહેતા. માર્ગમાં નક્કી કરેલું એટલે માકુભાઇ પણ મળી ગયા. રમણીકલાલે પેલી કાંદીવલીની જ્યાફત બાબત માકુભાઇને વાત કરી.

"કમબખ્તોએ મને તો આ વખતે કશું કહ્યું જ નથી હાં કે!" માકુભાઇએ મોંમાંથી પાન તંબાકુના રસની પીચકારી મુંબાઇના વિશાળ માર્ગ ઉપર નાખતાં કહ્યું, "પણ સાલા જાણે કેની કે માકુ એમ અવારનવાર પાંચના ટુકડા ફેંકી દે એમ નથી."

"હાસ્તો ! એમને તો બહારની કમાણી ઘણી એટલે ચાલે" રમણીકે કહ્યું "પણ આપણાથી એમ કેમ ચલાવાય ?"

આવી જાતના તડાકા મારતા મારતા કુચકદમ કરતા બન્ને મિત્રો પોતાની ચાલમાં આવી પહોંચ્યા. રમણીક પોતાની રૂમમાં દાખલ થયો અને માકુભાઇ પોતાની જગ્યામાં ગયો. અંદર પગ મુકતાં જ માકુભાઇની પત્નીએ કહ્યું, "કેમ ? તમે તો જમીને રાતના બારેક વાગે આવવાના હતા ને !"

"હેં ! શું ? એ વળી શું બકે છે ?" માકુભાઇની બુદ્ધિ કામ કરતાં જ અટકી ગઈ.

"એમાં વળી બકવાનું શું છે !" પત્નીએ કહ્યું, "કોઇ માણસ આવ્યો હતો અને મને અહિં ચિઠ્ઠી આપી ગયો. આ રહી ચિઠ્ઠીઃ એમાં સાફ તો લખ્યું છે કે, 'હું આજે જ્યાફતમાં જવાનો છું એથી રાતના મોડો બારેક વાગે આવીશ. તમે આ ચિઠ્ઠી લાવનાર સાથે આ તપેલામાં ઘી અને બીજા વાસણમાં આટો આપજો.' તે પ્રમાણે મેં દસ શેર ઘી અને આટો પણ આપ્યાં ને !"

"અરે રમણ ! રમણ જરા આમ તો આવ, અહિં તો મોહકાણ ઉભી થઇ છે." માકુભાઇએ મોટે ઘાંટે ત્રાડ પાડી. રમ-

ણીક તરતજ દોડતો ગયો. એને માકુભાઇએ બધી સમજણ પાડી અને ચિઠ્ઠી પણ બતાવી. રમણીકે ચિઠ્ઠી વાંચી અને પછી તે વિચારમાં પડી ગયો. માકુભાઇનો મિજાસ હાથથી ગયો અને જેણે આ મશ્કરી કરી હશે તેના ઉપર ભયંકર ગાલિપ્રદાન છોડવા તે મંડી પડયો. થોડીવારે તેણે કૈંક ગુસ્સે થઇને કહ્યું, " તું પણ અંદર સામેલ છે કે શું ? મેં તને લગ્નની કંકોત્રી વાંચવા આપી હતી ! ત્યારે તું કૈં બોલતો ખરો ! આમ ઘુવડની માફક મુંગો શું થઇ ગયો છે ! "

રમણીકે પણ સામા કચવાઇનેજ જવાબ આપ્યો. " હું તો ઘુવડ હોઇશ પણ તું તો ગધેડાનો સરદાર છે. આમ ગધેડાની માફક આરડવાથી તો તારી ફજેતી વધુ થાય છે; એમાં તું શું કાંદા કાઢવાનો હતો ! મને જરા વિચાર તો કરવા દે. "

વળી થોડીવાર થઇ. તે દરમિયાન માકુભાઇએ શાલપામરી ઓઢાડવાનું ચાલુજ રાખ્યું. એટલામાં રમણીક બોલી ઉઠયો. " હવે જરા સબુર કરશે ! મને બધી સમજણ પડી ગઇ. આ કારસ્તાન બીજા કોઇનુંજ નહિં પણ પેલા છગનલાલ અને છોટાલાલનું છે. "

" હેં તને કેમ ખબર પડી ? " માકુભાઇએ વધુ ઉશ્કેરાતાં કહ્યું.

" પણ તું જરા ધીરો તો પડ. " રમણીકે જરા દાબીને કહ્યું. " એ બન્ને જણા ઘુસપુસ કરતાં ખૂબ હસતા હતા અને જ્યાફત લગભગ મફતમાંજ પડવાની છે એમ પણ એ બોલી ગયેલા અને આ અક્ષર પણ અમારી ઓફીસના એક માણસના જ છે, એટલુંજ નહિ પણ કાગળ પણ અમારો જ છે. માલ ગયો તેની ચિંતા નહિ પણ આ પ્રમાણે આ બે જણા તને મૂરખો બનાવી જાય એ મને વધારે લાગી આવે છે. "

" હા, એ વાત ખરી જો, " માકુભાઇએ પોતાનો ઉભરો

શાંત કર્યો હતો એટલે કૈંક ધીરા પડીને કહ્યું, "એ તો આખો જન્મારો સુખે બેસવા દેવાના નથી. આખી દુનિયામાં મારી ફેડફજેતી કરશે, પણ હવે કૈં ઉપાય છે ?"

"ચોર પકડાયો એટલે ઉપાય પણ ઉપજાવાશે." રમણીક બોલ્યો, "પણ તું મહેરબાની કરીને હવે મુંગો રહેજે. અત્યારથી જાણે કશું બન્યું જ નથી એમજ તું વર્તજે, બાકીનું હું જોઇ લઇશ."

વાત આટલેથી અટકી. રમણીકને વિચારમાં ને વિચારમાં ખાવું પણ ભાવ્યું નહિ. છેક મોડી રાતે તેના ફળદ્રુપ ભેજામાં એક વિચાર આવ્યો એટલે તેને નિરાંત થઇ અને તે ઘસઘસાટ ઉંઘી ગયો.

રવિવારે સવારે દોલતરાયને ત્યાં છગનલાલ, છોટાલાલ, માકુભાઇ વગેરે હાજર થઇ ગયા. માકુભાઇએ પોતાના મગજ ઉપર કાબુ રાખીને જરા પણ ગુસ્સો બતાવ્યો નહિ, અને પેલા બે જણા સાથે બહુજ હસી હસીને વાતો કરી. પેલા બે જણા જરા વિચારમાં તો પડ્યા, પણ જ્યાફત બરાબર પાર ઉતરી જાય પછી એને બરાબર ઉચકવો એવો નિશ્ચય કરીને તેમણે પણ એ વિશેની બહુ વાત છેડી નહિ. સંગીત અને ખાવાનાનો બરાબર ઉપભોગ કરીને અગીઆરેકને સુમારે બધા છુટા પડ્યા. છગનલાલ, છોટાલાલ અને બીજા ચારપાંચ મિત્રો ગ્રાંટરોડ જવા ઉપડ્યા અને માકુભાઇ ઘેર જવા પાછા ફર્યા.

× × ×

તે દરમિયાન સંગીત અને મીજબાની બન્નેનો મિત્રની આબરૂ બચાવવા ખાતર ભોગ આપીને રમણીક છગનલાલના ઘર સામે એક હોટલને ઓટલે અડ્ડો જમાવી બેઠો હતો. ઠેઠ દસ વાગે છગનલાલના ઘરમાંથી બે મજુરો અને એક નોકર બહાર પડ્યા. ત્રણે જણાએ જુદાં જુદાં પોટલાં અને પાતેલાં ઉંચક્યાં હતાં. રમણીક એ ત્રિપુટિની પાંછળ પાછળ ચાલવા લાગ્યો અને જ્યાં પોતાની અને માકુભાઇની

ચાલ આવી કે તરતજ પેલા નોકરની સાથે થઇને તે બોલ્યો, "કેમ અલ્યા ! છગનભાઇનો સામાન લઇને કાંદીવલી જાય છે કે ? "

" હાજી, " નોકરે સભ્યતાથી ઉત્તર આપ્યો.

" ચાલ ઠીક થઇ ગયું, નહિ તો વળી બીજા મજુરોનો ખર્ચ માથે પડત, " રમણીકે કહ્યું, " અહિંથી થોડો થોડો સામાન બીજો લઇ લેવાનો છે, માણસ ધાર્યા કરતાં વધી પડયાં એટલે હવે આટલાં ઘી અને આટા તેમજ શાકભાજીમાં શું કપાળ પુરૂં પડવાનું ! "

રમણીક ઝડપથી ત્રિપુટિને ઉપર લઇ ગયો, રસોડામાં બધાં પોટલાં ઉતરાવ્યાં અને માણસોને ત્રણ આના આપીને તેમને ઝડપથી ચાનો પ્યાલો પી પીને પાછા આવવાનું કહ્યું, " જો પાછા રસળતા નહિ. કાંદીવલી વહેલા પહોંચવાનું છે. તમે આવશો એટલામાં તો બીજો સામાન બાંધવાનો છે તે બાંધી દઇશું, હવે પોટલાં વધારવાં પાલવે તેમ નથી એટલે ઘીમાં ઘી, તેલમાં તેલ, એ પ્રમાણે વધારી દઇશું. "

" અરે શેઠજી, હમણાં આવી પહોંચશું, અને જયાફતો તમને કયાં અજાણી છે ! કેટલી ખાધખોરાકી જોઇશું તે તો તમારા હાથની આંગળીએ રમી રહેલું છે, " ત્રણ આનાના ત્રણ કપ ચાહ મળતાંજ નોકર ખુશ થઇ ગયો હતો એટલે તેણે રમણીકને માખણના લેપડા લગાવીને કહ્યું.

પેલા ત્રણ જણા ચાહ પીવા ગયા. રમણીકની પત્ની અને માકુભાઇની ધણીયાણીએ પોટલાં છોડીને બરાબર પાછાં બાંધી દીધાં. થોડીવારમાં પેલા ત્રણ જણા પાછા આવ્યા એટલે એમને પોટલાં ગણીને આપી દીધાં અને કાંદીવલી જેમ બને તેમ ઝટ પહોંચી જવાની તાકીદ કરવામાં આવી. તે પ્રમાણે એ ત્રણ જણ ગ્રાંટરોડ પહોંચીને બોરીવલી લોકલમાં :કાંદીવલી જઇ પહોંચ્યા.

પાછળથી સાડા અગીઆરેકે છગનલાલ, છોટાલાલ એન્ડ કંપ-નીના સભ્યો કાંદીવલીની મહાન અને સસ્તામાં સસ્તી જ્યાફત ઉડાવવા ગ્રાંટરોડથી એક બીજી બોરીવલી લોકલમાં બેસી ગયા. એ બધા સાત આઠ જણ પુર આનંદના બહારમાં હતા. માકુભાઇને ત્યાંથી જે પ્રમાણે તેમણે સિફતથી ઘી અને આટો પડાવેલાં તેજ પ્રમાણે બીજા ત્રણેક જણને ત્યાંથી પણ એમણે જુદી જુદી વસ્તુઓ તફડાવેલી.

" પેલો માકુ જાણીતો ગયોજ છે, હોં કે ! " ડાકુની ટોળી-માંનો એક હસતો હસતો બોલ્યો.

" હારે હા." બીજાએ ટહુકો પુર્યો " છતાં દોલતને ત્યાં કેવો ડાહ્યો ડમરો થઇને આપણી સાથે વાત કરતો હતો ! "

" પણ પેલો રમણીક આપણી સાથે કેમ ન આવ્યો ? " ત્રીજાએ પુછ્યું, " આવ્યો હોત તો કાંદીવલીમાં મજા ઓર પડત."

" એક રીતે એ આવ્યો નથી એજ સારું છે," કૈંક ગંભીર થઇને છોટાલાલે કહ્યું, " માકુ આપણી મશ્કરીનો ભોગ બન્યો છે એ વાત એ જ્યારે જાણશે ત્યારે એ હાથ હાથ કુદશે અને કોઇ દિવસ પણ એ બધાનો બદલો લીધા વિના એ નહિં છોડે."

" જ્યારે તું આમ બોલે છે ત્યારે મને થાય છે કે," છગન-લાલ બોલ્યો, " આજે એ ઠગ દોલતને ત્યાં કેમ જણાયો નહિ ! બાકી એને મિષ્ટાન્નની ગંધ પાંચ માઇલથી આવે છે, અને આવી પાર્ટીઓ એ કદી છોડે નહિ."

" ખરું ખોટું તો કોણ જાણે પણ " કોઇ બોલ્યું. " એની બૈરીની તબિયત સારી નહોતી તેથી એ નહિં આવ્યો."

" મારાથી એ વાત મનાતી નથી." છગનલાલે કહ્યું, "સામટી સાત બૈરી મરવા પડી હોય, તોય રમણીક આવો પ્રસંગ ચુકે નહિ."

" આપણા આ કાવત્રાંમાં આપણે રમણીકને જોડયો હોત તો ઠીક થાત," છોટાલાલે કહ્યું.

" અરે રામ રામ કરો." છગનલાલે જવાબ દીધો, " માકુની સામા રમણીક કાવત્રું રચેજ નહિ. પણ જવા દોને એ બધી પંચાતી. અત્યારે તો કાંદીવલીમાં જઇને આપણે હરામ પાર્ટી ઉજવીને આનંદ કરી લઇએ. ભવિષ્યમાં એ લોકો સામી મશ્કરી કરશે ત્યારે જોઇ લઇશું."

કાંદીવલી આવ્યું, હાહા હીહી કરતા દોસ્તો ઉતર્યાં અને ગૌશાળા પહોંચ્યા. ત્યાં છગનલાલનો ચાકર નીરાંતે ગેલેરીમાં પડયો પડયો બીડીના ધુમાડા તાણતો હતો.

" કેમ અલ્યા રામા ! સામાન બધો બરાબર આવી ગયો ?" બધાએ પુછ્યું.

" એમાં વાંધો આવે ! " રામાએ બીડી ફેંકી દેતાં જવાબ વાળ્યો. " એ પેલા ઓરડામાં બધો ગોઠવી દીધો છે. મારે અહિં આવ્યાને કલાકેક થઇ ગયો.

" ચાલો આજે જમતી વખતે માકુભાઇની ' જે ' બોલાવવી પડશે! પછી પેલા બીજા બે જણાની જે બોલાવશું, કેવા મવાલીના મવાલી માણસોને પણ આપણે લુંટયા છે !" અટ્ટહાસ્યના મોજાં ઉછાળતા બધા બોલ્યા અને તેમાંના રાંધણકળાના ઉસ્તાદો ગોઠવેલ સામાનવાળા ઓરડા ભણી વળ્યા.

ત્યાં જતાંજ ઘીના અને તેલના પાતેલાંને બતાવીને છગનલાલે પુછ્યું, " અલ્યા રામા ! આજ ઘી અને તેલ કે ? "

" હાજી, કોહું ?" કહેતાં રામાએ એક પાતેલાનું મોં છોડી નાખ્યું.

" હેં ! શેઠ ! આ મશ્કરી કોની ? " રામો બોલી ઉઠયો.

" હેં હેં ! શું છે?" કહેતા બધા દોડયા અને તેમની આંખો ફાટી પડી. બન્ને પાતેલાંમાં કાદવ અને પાણીજ હતાં.

" કેમ બચ્ચા છગન ! પેલા માકુ અને બીજાઓને બનાવવાની સાથે અમને પણ તેં બનાવવા માંડયા છે કે શું?" ત્રણેક જણા કૈંક ગુસ્સાથી બોલી ઉઠયા.

છગનલાલનું મગજ ઘુમવા માંડયું હતું. ઘી અને તેલ પાતેલામાં મુકીને પોતે મોં બાંધ્યાં હતાં અને કાંદીવલી ખોલતાં તેના કાદવ અને પાણી થઇ ગયાં એ જાદુથી તેની અક્કલ બહેર મારી ગઈ હતી. તેણે અને છોટાલાલે ઝડપથી આટાની મોટી કોથળી છોડી એમાં આટાને બદલે સારી, ઝીણી રાખ નીકળી પડી. તરકારીના કંડીઆમાં તરકારી તો માત્ર નામનાજ રહ્યાં હતાં, બાકી તો આખો કંડીયો પાપડીના છાલાં, સડેલા વાસ મારતા કાંદા વગેરેથીજ ભરાયેલો હતો. મસાલાની પોટલીમાં તેમજ પાન સોપારીની પોટલીમાંથી પણ એવુંજ નીકળ્યું. બધા થોડીવાર સ્તબ્ધ થઇ ગયા. છગનલાલ અને છોટાલાલના મોંજ એવા કાળાં મેશ થઇ ગયા હતાં કે, તેમણે આ પ્રપંચ રચ્યો એવી શંકા બીજાઓને ખાસ થઇ શકીજ નહિ.

થોડીવારે છગનલાલને બોલવાની શુદ્ધિ આવી. "રામા ! જોયું આ બધું? કૈં સમજણ પડે છે? આ ઘોટાળો તારાથીજ થયેલો લાગે છે."

રામો પણ દરેક નવી વસ્તુ નીકળતી હતી તે આભો બનીને જોયાજ કરતો હતો, તે આખરે આમતેમ જોઇને બોલ્યો, "રમણીકભાઈ અને માકુભાઇ નથી આવવાના."

" તને પુછીએ તેનો જવાબ આપને, નાહક અત્યારે માકુભાઈ અને રમણીકભાઈને કયાં યાદ કરે છે ! બન્ને પડયા મોટી ખાડમાં" છોટાલાલે મિજાજ ખોઇને વાત કરી.

"શેઠ, હું પુછું છું એમાં અરથ છે, અમથો નથી બકતો, " રામાએ જરાક રીસાઈને કહ્યું.

" ના, એ બન્ને નથી આવવાના, બસ, હવે તને શાંતિ વળી ? હવે જવાબ આપ." છગનલાલે પણ ગુસ્સામાંજ કહ્યું.

" ત્યારે તો શેઠ, આ બધું કામ રમણીકભાઈ અને માકુભાઈના ધણીયાણીનું છે, " રામો બોલ્યો.

"તું શું કહે છે ? જરા જરા સીધો તો ભસ. શું એમણે જાદુ કર્યું ?" વગેરે સવાલોની રમઝટ પેલા સાત આઠ ડાકુઓ તરફથી નીકળવા લાગી. રામાએ આ બધા સવાલોથી જરા પણ ગભરાયા વિના ઠંડે કલેજે વાત કરી; પોતે અને મજુરો ગ્રાંટરોડ સ્ટેશને જતા હતા ત્યાં કેવી રીતે રમણીકભાઈ મળ્યા, ત્યાંથી એમને કેવી રીતે પોતાની ચાલમાં લઇ જઇને ચાહના પૈસા આપ્યા અને પછી પોટલાં આપીને વિદાય કર્યા; એ બધી વાત એણે કંઈક મરી મસાલા અને ઉપર હીંગ અને લસણના વઘાર સાથે કરી.

વાત સાંભળીને કાંદીવલીની ગૌશાળાસાંના એ ઓરડામાં પેલી ડાકુઓની ટોળીમાં ગાઢ મૌન પ્રસરી રહ્યું.



10

# ચુંબન

મેઘલી જામી હતી. કાળાં, ઘેરાં વાદળમાંથી, જાણે લોહીની ધાર પડતી હોય તેમ પાણી દડ્ દડ્ પડતું જતું હતું. માર્ગમાં કોઇ પણ મનુષ્ય કે પ્રાણી દ્રષ્ટિગોચર થતું ન હતું. માત્ર એક કાગડો મનુષ્યના દુઃખી જીવનનો જાણે ઉપહાસ કરતો હોય તેમ એક છાપરાંની કોરે બેસી પલળતો પલળતો પણ કવા કવા કરતો હતો. થોડી થોડી વારે વિજળી આ ઘમઘોર અને ભયાનક દશ્યને વધુ ભયંકર બનાવતી ચમકતી હતી. છેલ્લો જલપ્રલય આવવાનો હોય અને આભ ફાટી પડયાં હોય તેવો ઉગ્ર સ્વાંગ કુદરતે ધારણ કર્યો હતો.

તે ગોખમાં ઉભી ઉભી કુદરતનું આ ભીષણ નૃત્ય નિરખી રહી હતી. તેની ભુરી, તેજસ્વી આંખોમાં માનવજીવનના સૈકાઓના દુઃખની છાયા તરવરતી હતી. તેના ભવ્ય લલાટે ભૂતકાલની અનેક વીરાંગનાઓનાં તેજ ચમકતાં હતાં. તેના સુવર્ણ કેશના મદભર્યાં ઝુલફાંમાં જગતના પ્રેમીઓના પ્રેમ પોરવાઇ રહ્યા હતા. શ્વેત સંગે-મરમર સમો તેની ત્વચાનો રંગ, કાળાં ખાવા ધાતાં વાદળની કાળા-શને વધુ ભયભર્યું રૂપ આપતો હતો.

તેના વજ્રસમા કઠણ છતાં પુષ્પ જેવાં કોમળ હૈયાંમાં શા શા વિચારોની પરંપરા ઉઠી અને પાછી શમાઇ જતી હશે! તેની ઊંડી ઊંડી આંખોમાં કયાં દર્દ ભર્યાં હશે? એ આંખોથી એ આટલી

આતૂરતાથી, આટલી વિહ્વલતાથી, આટલા ભયથી, આટલી વેદનાથી શું જોઇ રહી હશે?

સહસા, ધોધમાર વરસાતા વરસાદમાં એક છુપાતી લપાતી પુરુષની આકૃતિ એ જ ગૃહભણી આવતી જણાઇ. પુરૂષે પેલીને જોઇ. તેણે પોતાની ગતિ વધારી. પેલીએ આ પુરૂષને જોયો કે નહિ તે કહી શકાતું નથી. પુરૂષે લાંબો, કાળો ઓવરકોટ અને માથે મોટી વરસાદ સામે રક્ષણ આપી શકે તેવી ટોપીથી પોતાની આખી આકૃતિ છુપાવી દીધી હતી. થોડી વારે પુરૂષ આમથી તેમ જોતો, ત્વરિત ગતિથી આ જ ઘર ભણી ધસતો જતો હતો. થોડી થોડી વારે તેની દ્રષ્ટિ પેલા ગોખમાં એકલી ઉભેલ નિર્દોષ આકૃતિ ઉપર પડતી.

અલ્પ સમયમાં પુરૂષ ઘર આગળ આવી પહોંચ્યો. અવાજ ન થાય એવી રીતે બારણા ઉઘાડી, તેવી જ નિઃશબ્દ રીતે, ચુપચુપ દાદર ચઢીને ગોખમાં દાખલ થયો. પેલી હજી કુદરતને જ નિરખી રહી હતી. શાંત રીતે પુરૂષે ટોપી અને ઓવરકોટ ખીંટી ઉપર લટકાવી દીધાં અને એક છલંગ મારીને પેલીને પકડી લીધી.

પેલીએ કારમી ચીસ પાડી. વાતાવરણ એ ચીસમાં રહેલી વેદના, તેમાં રહેલો ભય, તેમાં રહેલ દુઃખ એ સર્વથી કંપી ઉઠ્યું. એણે એ પુરૂષના ભુજપાશમાંથી છુટવાનાં ઘણાં ફાંફાં માર્યાં પણ પુરૂષના બલ આગળ એનું શું ગજું? ક્રૂર વાઘના પંઝામાંથી કોમળ હરિણી કેમ છુટી શકે? પુરૂષે પોતાના બલનો ઉપયોગ કર્યો. તેણે વિકટ હાસ્ય હસીને પેલીને ચુંબન કર્યું.

ચીસો વધી. પુરૂષે અનિચ્છાએ પેલીને છોડી દીધી. એટલામાં એક યુવતી કેંક ત્વરાથી ત્યાં આવી. તેણે પુરૂષને જોયો. પેલીની ચીસનું કારણ જાણી લીધું. પેલીને યુવતીએ પોતાની ગોદમાં લઇ

લીધી અને દિવ્ય હાસ્યના ઝરણાં ઝરાવતી તે યુવતી બોલી "મેના ! મારી દીકરી ! મામાએ તને હત્તા કરી ? પપ્પાને કહી દેજે હં અં, મામાને આપણે બાઉ નહિ આપીએ, રહી જા, રડ નહિ."

પછી પેલા પુરૂષ સામે જોઇને તે હસતી હસતી બોલીઃ તમે આવો કે જણાઓ, મેનાને તમારાં લાડ નથી જોઇતાં. પછી દરેક વખતે આવીને તરત તમે એને રડાવો છો એટલે શું ?"

---

# છોકરીના વિવાહ

સૌ. સુહાસ: " તમે સાંભળો છો કે ?;શેના સાંભળો! હમણાં કોઇ ફલાણી બહેન પેલી સોસાયટીને માટે કે ઓલા કોન્સર્ટ માટે પૈસા ભરાવવા આવી હોય તો તો જમતા જમતા પણ ઉઠી જાઓ. તે વખતે તમારી ઓફીસના ટાઇમની પણ તમારે પરવા નહિ-ભલેને બેને બદલે બાવીસ ટ્રેનો ચાલી જાય. પણ આતો ઘરની બૈરી વાત કરવા માગે ત્યારે જ કામમાં ખલલ પડી જાય. અને હમણાં તમે કામ પણ શું કરો છો તે હું જાણું છું ને. અમે બહુ ભણ્યાં નથી પણ તમારી સાથે આટલાં વરસ ગુમાવ્યાં તે એટલું તો જાણીએને. છાપાંનો થોકડો કરીને વાંચવા બેઠા છો! હારે હા, છાપાં વાંચવાં એ પણ ઑફીસને અંગેજ વાંચવા પડે અને વારતાની ચોપડીઓ વાંચો તે પણ ઑફીસને માટેજ વાંચવી પડે. પણ એમાં એટલા બધા તપી શા માટે જાઓ છો ? મેં તમને કહી શું નાખ્યું ? અને ચાકર માણસ સાંભળશે તો છો સાંભળતા—એ શું મારા નાક કાન કાપી નાખવાના હતા જે.

" કાંઇ લુગડાં ઘરેણાં માગવાં નહતાં. મને તમારી તરફથી એ તો બહુ મળ્યાં અને મળશે. આતો આપણી બેબીના વિવાહનું પુછું છું. થઇ રહેશે–થઇ રહેશે ? ડોશી થશે ત્યારે ? સોળ તો પુરાં થયા અને હજી શું થઇ રહેશે-થઇ રહેશે ! તેમાં તમને નહિ પુછું તો કોને પુછું ? હું તો મારાથી બનતું કરૂં છું અને કરીશ.

કાલે કેટલે ઠેકાણે તો હું ફરી આવી પણ કોઇ ઠેકાણેથી પાધરો જવાબ મળતો નથી. પેલા તમારાં ઓળખાણવાળાં શારદા બહેનને ત્યાં એના છોકરાને માટે કહેવડાવ્યું હતું; હવે જાણે છોકરો દેખાવડો નથી પણ મને એમ કે હશે ભણ્યો છે, પૈસાવાળો છે, ઘેર મોટર છે. ઠીકઠીક, છોકરી સુખી થાય, પણ ત્યારે એ બાઇએ જવાબમાં શું કહેવડાવ્યું એની ખબર છે ? ' કે મારા છોકરાને તો કાચની પુતળી જેવી ગ્રેજ્યુએટ છોકરી જોઇએ. એમાં આ વગર ભણેલી, બાડી હલોતાને લઇને શું કરૂં ? ' એમાં તમને હસવું શું આવ્યું ? પોતાની છોકરીને વગર ભણેલી અને બાડી હલોતો કહે એમાં ખડખડ હસે એવા બાપ તો આજે જોયા ! બીજો કોઇ હોય તો એ પેલી શારદાના વાળ પીંખી નાખે વાળ. હા. મારી છોકરી બી. એ. નથી. પણ કાગળનાં સીરનામાં તો તડતડ વાંચી શકે છે. બી. એ. થવાથી શું વધારે આવી જવાનું હતું ? અને ઘેર આટલો પૈસો છે તે બૈરી પાસે નોકરી કરાવવાનો વિચાર રાખ્યો છે કે બી. એ. બૈરી જોઇએ છે ! અને મારી છોકરીની આંખ ફુટી તો નથી ગઇને ! હા, જરા ડોળો વાંકો છે પણ તે તો નાનપણમાં બળીઆ કાકા આવેલા તેમાંથી એ ખોડ રહી ગયેલી. અને તેમાં પણ તમારે આભાર માનવાનો તમારાં માનો અને બહેનનો. હા, કેમ નહિ ? એમણે બન્નેએ બળીઆ બાપજીને કંઇ ઓછું પાડયું હશે.

" એ તમારી બહેનની છોકરીના વિવાહ કેમ એવા સારા છોકરા જોડે થઇ ગયા અને મારી છોકરીજ રખડે છે ! એ તો હું જાણતીજ હતી કે તમે કહેવાના કે એ તો મેટ્રીકમાં પાસ થઇ છે. તેમાં એણે શી ધાડ મારી ? પણ તો એ પરણેજ શું કરવા ? થાય ને મહેતીજી, હું મારાં છોકરાંને ભણાવવા રાખું.

" પણ ત્યારે તમારા દોસ્ત જગમોહન ભાઇને તો કહો.

એનો છોકરો બારીસ્ટર થઇને આવ્યો છે, તેને આપીએ. શું, ના પાડશે ? પુછી તો જુઓ કે તે પહેલાંજ 'નાં પાડશે, ના પાડશે ' ના ગીત ગાઓ છો ! અને ના પાડી તો તમારી આબરૂ શી ઓછી થઇ જવાની હતી ? એના વિવાહનું નકકી થઇ ગયું ? કોની સાથે ? કોની પેલી તમારી માસીની છોકરી જયમન જોડે ? પણ તમે કહો ત્યારે હું જાણું કેની. હારે હા, બે પાંચ દિવસ પહેલાં મેં એ વાત સાસુજી જોડે છેડેલી, એટલે એ જઇને પોતાની બહેનની છોકરીનું નકકી કરી આવ્યાં ! હાય રે મા, જ્યાં ઘરમાંજ ફાટફુટ હોય ત્યાં પછી કયાં જવું અને કોને કહેવું ? એ છોકરીમાં બળ્યું છે શું ? હા, બી. એ. થઇ હશે પણ રૂપ તો જોવું કેની–નરી વાંદરી જેવી તો છે ! શું ? ૭ મહીના થયાં નકકી હતું ? બારીસ્ટર થવા ગયો ત્યારનું નકકી હતું ? અને કાગળો પણ બન્નેજણાં લખતાં હતાં ! હંઅં, સારૂં સારૂં, તમારી માશીની દિકરી એટલે એવા કામને ભવાડા કહેવાયજ કેમ ? એતો સારૂં કર્યું કહેવાય. એજ પ્રમાણે આપણી બેબીએ કર્યું હોત તો એજ તમારાં માં તમારી બહેનો અને તમારી માશીઓએ મને ફુપી નાંખી હોત. અને શા માટે ફુંપે નહિ ? જ્યાં નસીબે ધણીજ નમાલા મળેલા ત્યાં મારે કોની પાસે દુઃખ રડવાં ?

" હા, તમારૂં કહેવું સાંભળું, કહોને; હંઅં, એમ કે મારે એટલું કબુલી લેવું કે મારી છોકરી ભણી નથી, રંગે કાળી છે અને આંખે બાડી છે, હા આ, ચાઆઆલો, પછી ? મારે કોઇ પૈસાદાર કે બારીસ્ટર સીવીલીઅનને જમાઇ બનાવવાના કોડ મુકી દેવાં ! હા, એમ કરશું, બાપ થઇનેજ છોકરીને હલકી પાડવા બેઠા છો તો એ બિચારીનું નસીબ; હું શું કરવાની હતી ? હા, પણ એમ તો એમ, પણ એમાંય તમે કયાં મદદ કરી ? પેલા અંબા–

લાલનો છોકરો કેવો લાગે છે ? એ અંબાલાલ તો લક્ષાધિપતિ નથીને ? અને એ છોકરો પણ બારીસ્ટર નથી. ઇંટર સુધી ગયેલો છે અને કસ્ટમ ખાતાંમાં નેવુંનો પગાર છે. તમારા પૈસાએ એ ભણ્યો છે અને તમેજ એને ઠેકાણે પાડી આપ્યો છે તો પછી તમારો એટલો એના ઉપર હકક નહિ ?

" તમે પુછી જોયું ? હા, તો, એ હા પાડે છે ને ? હેં ? ના પાડે છે ? કોણ ના પાડે છે ? એ છોકરો પોતે ના પાડે છે ? પણ એના માબાપ બેઠાં છેને, એમાં છોકરાને શું પુછવું; એમ કહોને, માબાપ છોકરાને આગળ ધરીને આવાં બહાના કાઢી છટકી જવા માગે છે. બીજું શું વળી ? તો આટલાં વરસ અમારા પૈસા લેતાં સારા લાગ્યા ? અને હવે અમારી છોકરીજ નકામી લાગી ? તો બહુ નાકનું ટેરવું ઉંચું હોય તો દિકરા. જેટલા પૈસા લીધા છે એટલા કાઢી આપો અને પછી બીજી અપસરાને પરણવાના કોડ રાખો. ન શું બોલે ? હું તો વકીલની નોટિસ મોકલાવીશ. એ સમજે છે શું એના મનમાં ! હારે હા, બધું સહન કરી લેવું, સામું નહિ બોલવું, ત્યારે ગાંધીજી થઇને એક આશ્રમ ખોલોને, કે પત્યું !

" અને હા, એક વાત તો કહેવાની રહીજ ગઇ. પેલી છબુને એના છોકરાને માટે પુછી જોયું, ધર્માદાના દાણા ખાતી ખાતી એણે દિકરાને ભણાવ્યો તે આજે એનો તોર તો જુઓ. આખી ન્યાતમાં તો એના સ્વભાવને લીધે એનો વાવટો ઉડે છે, અને મને પાંચ બૈરાની વચમાં કહે છે કે ' તારા સ્વભાવનો દસમો ભાગ પણ તારી દિકરીમાં આવ્યો હોય તો તો અમારા ભોગ મળે ? માટે હું તો મારા દિકરાને કોઇ ગરીબની છોકરી સાથે પરણાવીશ. મારે પૈસાદારને ત્યાંથી છોકરી મેળવવાનો લ્હાવો લેવો નથી ! '

પણ તમને આ બધું કહીને મારો ઘાંટો તોડું છું એટલુંજ કેની; તમે થોડા કોઇની જોડે લડવા જવાના હતા કે મારૂં ઉપરાણું લેવાના હતા ! કાંઇ નહિ, હોય, તમે તમારે સુખેથી ઘરમાં પડયા રહો. હું અને મારાં પીયરીયા મળીને બેબીને ઠેકાણે પાડશું. તમારાથી શેકેલો પાપડ ભંગાવવાનો નથી. હા, હમણાં બહેનની છોકરીને ઠેકાણે પાડવી હોય તો દોડયા દોડયા જાઓ. હશે ! મારો તો સ્વભાવજ એવો કે જે થાય તે મુંગે મોંયે સહન કર્યા જવું, મારો એ સ્વભાવ આટલી ઉમ્મરે હવે બદલાવાનો હતો !

# કોન્સર્ટની ટીકીટ.

સો. સુહાસઃ " ઓહોહો ! સુભદ્રા બહેન, આવો આવો. તમને આજે ફુરસદ મળી ! અને તમે પણ નર્મદા બહેન આવ્યાં છોને, આવો આવો. પણ બેસો તો ખરાં, હું તમને ચહાનો આગ્રહ નહિ કરૂં. ચહા કૉફી વગેરેનો ગમે તે વખતે આગ્રહ કરવો એ તો હવે જુના જમાનાની રીત ગણાય છે. અને આપણે તો તમે જાણોજ છોને, કે જુના જમાનાના જંગલી રીવાજો બધા કાઢીજ નાખીએ છીએ. તોયે હવે કેટલાંક એવાં સગાવહાલાં આવે અને ઘરમાં સાસુજી હોય તો ગમે તે વખતે પણ ચહાના પાણી પાવાં પડે છે. અરે, એ બધાં એને સડુકા મારીને રકાબીમાં નાખી નાખીને પીએ તે તમે જુઓ તો તમે હસતાં હસતાં અરધાં થઇ જાઓ ! આ, તમે ટેબલકલૉથ જોઈ રહ્યાં છો તે ત્રીસ રૂપીઆનું કાશ્મીરથી આણેલું–પણ આવાં સગાંવહાલાંઓ જ્યાં આવતાં હોય ત્યાં શું સારૂં રહે ? પંદર દિવસમાં તો ત્રણ વખત ચાહ ઢોળાઇ. પણ એમને તો સાસુજીનો કે નણંદો અને નણંદોના છોકરાંઓનો વાંક વસેજ નહિ. બસ, પૂર્ણિમા ! તને કેટલી વાર કહ્યું કે મોટાંઓ બોલતાં હોય તેની વચ્ચે બોલવું નહિ. એમ તો નઠારાં, જંગલી છોકરાંઓ કરે. એતો ભાઇએ ચાહના ડાઘા પાડયા છે એમ તું કહે છે પણ તને ખબર છે કે ભાઇએ ચાહ ઢોળી હતી તેનું કારણ તો એમ હતું કે એને કોઇનો ધક્કો વાગ્યો હતો, અને ટેબલકલૉથ તો તરત આપણે વૉશીંગ કંપનીમાં મોક-

લાવ્યું હતું. એ વળી સુડતાળીસ રૂપીઆનું જેપુરનું હતું. બસ બહેન, જાઓ રમવા જાઓ—હમણાંજ મેં ના પાડી છતાં તમે વચમાં બોલ્યા કરો છો ! ભાઇએ આનાજ ઉપર ચાહ ઢોળી હતી અને જુના ઉપર મેં ચાહ ઢોળી હતી ! અને જુનું ટેબલકલૉથ સાડાચાર રૂપીઆનુંજ હતું ? આ બધું ડહાપણ તમને કરવાનું કોણ કહે છે ? જાઓ, રમો.

" ખરેખર, આ છોકરાંઓ કેટલીકવાર એવું બોલી દે છે. હાહાહા ! સાડાચાર રૂપીઆના ટેબલકલૉથ અમે લીધેલાં ખરાં પણ તે તો અમારા દિયરે મંગાવેલ તેને માટે. અમે એવાં સોંઘાં વાપરતાંજ નથી. પણ હા, તમે પેલો કૉન્સર્ટ થવાનો છે તેને માટે ટીકીટ આપવા આવ્યાં છો ? એમાં જાતે તસ્દી શા માટે લીધી ? ચીઠી લખી નાખી હોત તો પણ ચાલત. તમારો અને અમારો સંબંધજ એવો છે કે એમાં આમ જાતે આવવાની જરૂર જ નહોતી.

" અંહં, એટલે જુવોને, અત્યાર સુધી મેં કોઇ પણ દિવસ તમને ના કહી છે ? પણ આ વખતે અમારાથી અવાય તેમજ નથી. હારે હા, એ તો કેટલીયે વાર એમ બને છે કે મોંઘી ટીકીટો લઇએ છીએ અને પછી કાંઇ બીજાં કામ કે એંગેજમેંટ આવી પડે એટલે જવાય નહિ. પણ આ વખતે તો લઇએ એમ બની શકશેજ નહિ. લીધી એમ ખબર પડે તોયે સગાંવહાલાંઓમાં ખરાબ લાગે અને વળી સાસુજી હમણા અહિં છે એટલે એમને ઠીક નહિ લાગે. સગું તો આઘેનું હતું અને તેને મરી ગયાને આઠ મહીના થયા એ વાત ખરી છે. એમાં તમારે મને યાદ દેવડાવવાની જરૂર ન હતી,—પણ આખરે ટીકીટ લેવી કે નહિ લેવી એ તો મારી સુનસફીની વાત ખરીને ? અને અલબત્ત, આતો હું સહેજ જ કહું છું પણ ગયે વરસે અમે કૉનસર્ટ કરેલ ત્યારે તમારામાંથી કોઇએ પણ

પણ એક ટીકીટ નહોતી લીધી. એટલુંજ નહિ પણ પાંચ માણસને મોંયે આ સુભદ્રાબહેન બોલેલાં કે એવી ભવાઇ જોવા કોણ જાય ? તમે નહિ બોલ્યાં હો તો નર્મદા બહેન બોલ્યાં હશે–અથવા તો તમારા પક્ષમાંથી કોઈ બોલ્યું હશે. હવે વરસ પછી એનાં સાચાંપારખાં થતાં હશે ! પણ મને તો એવામાં ખોટું લાગતુંજ નથીને. છો બોલતાં. એમ હાથીની પાછળ કુતરાં ઘણાય ભસ્યા કરે !

" અને હવે તમે જ્યારે મોંમાં આગળાં ઘાલીને બોલાવો છો ત્યારે મારે કહેવું પડે છે કે તમે બધાં રાસ અને ગરબામાં રહ્યાં ત્યારે મને પોતાને શામાટે તમે બહાર રાખી ? હું મોટી એટલે હું નાજ પાડીશ એમ તમે ધારેલું ? હારે હા; તમે તો બધુંય ધારી લ્યો. ત્યારે પેલી શાંતીગવરી મારા કરતાં કંઇ નાની છે ? ખરી વાત તો એમ કે હું જરા શામળી છું એટલે તમારા બધામાં શોભું નહિ એમ કહોને ! હુંય એવી ક્યાં વધારે પડી હતી કે તમારા ગરબામાં નાચવા અધીરી બની ગઇ હતી ! હાલના બૈરાંઓને મરજીમાં આવે તેમ નાચવું હોય, જુવાનીઆઓ જોડે હાહાઠીઠી કરવી હોય એટલે અમારા જેવાં જરા ઠરેલ આવે તો વાંધો પડી જાય. એટલે એવે વખતે અમે નહિ સાંભરીએ અને ટીકીટ લેવડાવતી વખતે તો અમારી પાસે આવ્યા વિના તમારો છુટકો નહિ. કારણ કે તમારા જેવાં કે શાંતી કે નિર્મળએ બધામાંથી થોડાં પૈસા કાઢી આપવાનાં હતાં !

" જુઓને, મારો તો સ્વભાવજ એવો કે મરતાને મર નહિ કહું. પણ આ તો છાશમાં માખણ જાય અને ફુવડ કહેવાય એવું થાય છે ત્યારે બોલવું પડે છે. હું તો મોટી ઠરી, કદરૂપી ગણાઇ, ઓઢણી અને ઘાઘરો પહેરીને મને નાચતાં નહિ આવડે પણ મારી પૂર્ણિમાને શું છે ? કેમ ? એને ક્યાં રાખીએ એમ કહો છો ?

છોકરાંઓનો નાનો કૃષ્ણ અને ગોપીઓનો સંવાદ છે એમાં રાખવી હોત તો નહિ રખાત ? પૂર્ણિમા તો ઘરડી નથી ! એ તો કદરૂપી નથી ! ત્યારે શું વાંકું પડયું ? મારા દિયરની છોકરી સુધી તેડું મોકલાયું ત્યારે આજ ઘર કેમ ભૂલી જવાયું ? ત્યારે હવે ટીકીટ ખપાવવા પણ એમને ત્યાંજ જવું હતું ! મારે ત્યાં શીદ આવ્યા ? પણ બહેન, એમ કહોને કે હાલ તો બધાંને કૉલેજ જતી નાચેણોજ જોઇએ. મલાજો જાળવે એવી છોકરીઓ પસંદ પડેજ નહિ. હારેહા. મારી છોકરી ગોહરજાન જેવું ગાતાં નથી જાણતી એ તો હું પણ જાણું છું પણ એ પંદર છોકરીમાંથી કેટલીને ગાતાં આવડે છે એ હું જાણું છુંને. અને હવે એ પંદરમાંથી એકને નહિ ગાતાં આવડતું હોય તો લોકો કયાં જાણવા આવવાનાં હતાં !

" અરે હવે બેસો તો ખરાં, તમે ગરજ પડી છે એટલે આવ્યાં છો, બાકી કયાં તમે અહિં આવો છો ? ખરૂં જોતાં તો આવા કૉન્સર્ટોમાં અરસપરસ હેતભાવ વધારવાં જોઇએ એને બદલે દરેક કૉન્સર્ટમાં પાંચ પચાસ નવી તકરારો તમે ઉભી કરો છો એ સારૂં નહિ કહેવાય. જો એમ થાય તો પછી આપણે ભણેલાં અને બીજાં વગર ભણેલાં વચ્ચે ફેર શો ? તમે કહો છો કે આ વખતે એક પણ તકરાર થઇ નથી એટલે શું મને ખબર નથી ? હું બધુંય જાણું છું. તમારો વાંક નથી ત્યારે શું બધામાં વાંક સામાવાળાંનોજ હતો ? આ જુઓને, તમે મારે ત્યાં આવ્યાં ત્યારે બે ચાર મીઠી વાતો કરવાને બદલે મારેય તમને થોડી વાત સંભળાવવી પડી ! પહેલેથી જરા સમજીને કામ કરવામાં આવતું હોય તો બધાને બબડવાનું રહેજ નહિ. આપણે કયાં ધંધાને માટે નાચવું છે ? આ તો ભલા ઠીક છે, બે ઘડી આનંદ મળે અને સારાં કામને માટે પૈસા મળે.

" કેમ ? સુભદ્રા બહેન, નિર્મળા બહેન ? અંદર અંદર શી

ગુસપુસ કર્યા કરો છો ? હાહાહા, અરે એતો હું મજાક કરતી હતી હતી. આપણે વળી અંદર અંદર માઠું શું લગાડવાનું અને તકરાર શી કરવાની ! શું ? પૂર્ણિમાને તમે પેલા સંવાદમાં રાખવા માગો છો ? પણ હવે ટાઇમ પણ ક્યાં છે ? અને પૂર્ણિમાને હમણા વાંચવાનું પણ ઘણું છે, પરિક્ષા પાસે આવી છે. બસ, એને આવવું જ પડશે ? હવે તમે પણ શું નાહકની પંચાતી ઉભી કરો છો, બહેન ! હા આ આ, સારૂં થયું યાદ આવ્યું તે; મારી નાની બહેનને ત્યાં આવતે શનીવારે ગરબા છે તે જરૂર તમે બન્ને આવજો. ત્યારે પૂર્ણિમાને આ કૉન્સર્ટમાં ઉતારવીજ છે ? નહિ ચાલે ? ઠીક ઠીક ત્યારે, પૂર્ણિમા, આમ આવ. જો, આ સુભદ્રામાશી અને નિર્મળામાશી કહે છે કે તેમના કૉન્સર્ટમાં તારે ભાગ લેવાનો છે. સમજી ? આજે સાંજે ચાર વાગે જજે. હા, લુગડાં શાં પહેરવાના તે તો એઓ પછી તને કહેશે.

" હેંહેંહેં ! તમે બન્ને આવ્યાં એટલે મારાથી કાંઇ ટીકીટ લેવાની ના પડાવાની હતી ! મુકી જાઓ. ત્રણ ત્રણ રૂપીઆવાળી ત્રણ ટીકીટ આપી જાઓ. અરે વાહરે ! એમાં મોટી તસ્દી શાની ને ઉપકાર શાનો ? આપણે પૈસાદાર અને ભણેલાં અંદર અંદર એકેકને મદદ નહિ કરીએ તો બીજું કોણ કરવાનું હતું. આવજો હોં જરૂર, અવારનવાર આવતાં રહેતાં હો—ઠીક ભલા, જરા આનંદ થાય."

---

# કલાર્ક

રામદાસ શેઠ આરામ ખુરસીમાં પડયા હતા. મોંમાં કિંમતી સીગાર રહી ગઇ હતી અને તેના ધુમાડા જોતાં બોલ્યા જતા હતા. તેમની ઉમ્મર આશરે ચાળીશ; પીસતાળીસની હશે. આસપાસ ત્રણ ચાર ખુશામતીઆ—શેઠ દિવસ કહે તો દિવસ અને રાત કહે તો રાત કહેનારા—અદબ વાળી જુદી જુદી ખુરસીઓમાં બેઠા હતા. બે ચાર લીમીટેડ કંપનીઓના શેઠ એજંટ હતા. બીજા પણ ઘણા ધંધાઓ તેમના તરફથી ચાલતા હતા. પૈસો અને સત્તા આ બે વસ્તુઓ પોતાની પાસે હોય તો જગતના સઘળા વિષયોમાં પોતે પારંગત છે એ જાતની માન્યતા મનુષ્યમાં સાધારણ ઉદ્‌ભવે છે અને એ માન્યતા અનેક ખુશામતીઆઓ એ મનુષ્યમાં પોતાની ખુશામતથી દ્રઢતર કરાવે છે. રામદાસ શેઠ આ વર્ગમાંથી અપવાદ ન હતા, એમને અમુક એક વિષય લઇ તે ઉપરથી લંબાણ વિવેચન કરવામાં એક પ્રકારનો આનંદ થતો અને ખુશામતીઆઓ એ આનંદમાં વિઘ્ન નાખે એવો સંભવ ન હતો.

રામદાસ શેઠઃ "તમે સાંભળો છો કે મગનલાલ!"

મગનલાલઃ "હાજી, હાંજી, હેં હેં હેં ! હાજી."

રામદાસઃ "અત્યારે ગાંધીજી ગમે તેટલી બુમો મારે કે આ દેશની નોકરશાહીનો દોર બહુ વધી પડયો છે છતાં પણ મારે ગળે એ વાત ઉતરતી નથી—"

રૂસ્તમજી: “ હેં હેં ! શેઠ સાહેબ ! આપ જે કહો છ તે તદ્દન સાચું જ છે; એમાં નોકરશાહી બી સું કરે ? એવનને બી રાજ ચલાવવું છ કેની ! કૈં ધાની ચના થોડા ફાકવા છ. ”

રામદાસ: “ તમે રૂસ્તમજી, મારૂં કહેવું બરાબર સમજ્યા નહિં. એ લોકોનો જુલમ તો છે જ. આપણા દેશમાં હુન્નર ઉદ્યોગનું સત્યાનાશ એમણે જ વાળ્યું અને આપણે હિંદીઓ કૈં બી ‘કનસેશન’ માગીએ તો એ કદી આપવાના નહિં; તેજ પ્રમાણે ‘ફેસીલીટી’ બી આપણને કોણ આપે છે ? ”

રૂસ્તમજી: ( પોતાની ભુલ થઇ તે સુધારવા અધીરો બનીને “હાજી, એ લોકો બી અન્નાડીની કાની જુલમ ગુજારવામાં બાકી રાખતા નથી.”

જાફરભાઇ: એમના દા’ડા ભરાઇ ગયા છે સાહેબ. વવે લાંબી વેર ટકી નહિં સકે. ”

રામદાસ: “ તમે લોકો એમ વચમાં બોલ્યા કરો છો એમાં મારા વિચાર ભુલી જાઉં છું. ચંપકલાલ, જરા પેલી કાંડીની લાવો તો, ”

ચંપકલાલ: ( હાંફલો ફાંફલો પેટી લઇને શેઠને બહુ જ વિનયથી આપીને ) “ વિચારોની પરંપરા ચાલતી હોય તેમાં જરા સરખું પણ વિઘ્ન પડે એટલે તે પરંપરા તુટી જાય એ સ્વાભાવિક ”

રામદાસ: હું એમ કહેતો હતો કે નોકરશાહીનો જુલમ તો છે જ પણ એ તો આપણે આજે દોઢસો વરસથી નિભાવતા આવ્યા અને નિભાવશું પણ હમણાં હમણાં બીજાઓ જે ફાટી પડયા છે તેમનું શું કરવું એ મને સમજાતું નથી. ગાંધીજી નોકરશાહીનો જુલમ તોડવા જ પોતાની શકિત વાપરતા હોય તો જાણે સમજયા




ચિત્રકાર : ]  રામદાસ : અને હવે તો શેઠીઆઓ શયતાન હશે કેમ ? ”  [ કલાબ્ધિ

પણ સ્વતંત્રતાની એમની ધડ પુંછડાં વગરની વાતોથી હવે તો એકેએક માણસ જ સ્વતંત્ર થવા નીકળી પડયું છે. ”

જાફરભાઇ : “ અરે સાહેબ, વાટ પુછો નહિ. ”

રામદાસ : ( આ વિઘ્નને નહિ ગણકારતાં ) “ મુસલમાનો ઉંઘતા હતા તેમને તેમણે જગાડયા. ઢેડ ભંગીઓનો તગાદો તો તમે જાણો જ છો. બૈરાંઓએ પેલી કેસરીઆ સાડીઓ જ્યારથી પહેરવા માંડી ત્યારથી એમનું મગજ પણ ઝાલ્યું ઝલાતું નથી. નાનાં છોકરાંઓ મા બાપનું કહ્યું કાને જ ધરતાં નથી છતાં પણ એ બધાં સંતાપ સહન કરી શકાય તેમ છે પણ હમણાં હમણાં જે કલાર્કોનું તોફાન વધી પડયું છે તેનાથી તો હદ થઇ ગઇ. અમારા જમાનામાં કલાર્કો એટલે ઘરના ઘાટીથી નબત્તર, સમજ્યા ! અને નોકરીના કલાક પણ કેટલા ! સવારના પાંચથી રાતના ખાસા સાડા અગીઆર. તેમાં નહિ મળે રવીવાર કે નહિ મળે એક હોલીડે ! અને પગાર ! પગારમાં ખાવું પીવું અને દશ થી પંદર રૂપિયા તો જાણે બાદશાહી મળી ગઇ. ”

રૂસ્તમજી : “ તે વખત બી જાને કે, હેં હેં હેં ! સારા ઉતા કેની સેઠીઆઓ બી સુન્ના જેવા ઉતા. ”

રામદાસ : “ અને હવે તો શેઠીઆઓ શયતાન હશે કેમ ? કલાર્કોને ખાઇ જતા હશે ! કાંય વારૂ ? બધું કહેવાનું છે રે. એમ કહો કે હમણાં બધાને બકરકુદી સુઝી છે બકરકુદી. ચાલીસ, પચાસ રૂપિયાથી ઓછો તો કોઇ રહેજ નહિ. અને એ પાંચ વર્ષ થયાં એટલે પ્રોમોશનને માટે કુદી જ રહ્યા હોય. અસલના કલાર્કો ઓફીસના કામ ઉપરાંત ઘરનું કામ પણ કરે. શેઠનાં ધોતીયાં બી ધુએ અને જોડા બી સાફ કરે. હવે તમે પેલા ‘ગાજરવેટ’ કલાર્કોમાંથી કોઇને પણ કહી તો જુઓ ! તરત રાજીનામું અને છાપામાં લેખમાળા !

11

કોઇ પણ ઠેકાણેના કલાર્કો તમે જુઓને : મીલોની ઓફીસોમાં જુઓ બીજી ઓફીસોમાં જુઓ, બજારના ગુમાસ્તાઓ જુઓ અને છાપાંના કલાર્કો બી જુઓ; બધાના મગજ ફાટી ગયેલાં અને ગરમ. કેમ જાણે તમને કરડવા માગતા હોય !

મારા એક સ્નેહી છાપાંના માલીક છે તે હમણાંજ મને કહેતા હતાને : કે સહેજ કંઇક ઉંધું ચત્તું લખવાનું કહ્યું કે તરત જ 'નહિ સાહેબ, એમ આપ કહો તેમ અમારાથી ન લખાય. અમારા સ્વમાનને વાંધો આવે !' આમ કહીને ઉભા રહે. અરે, તારા સ્વમાનની એવી તેવી. આપણે ત્યાં શેર બજારનું કાર્ડ ચાલે છે એમાં મેં ગ્રેજ્યુએટને કલાર્ક રાખેલો—તમે ઓળખતા હશો-પેલો ઓચ્છવલાલ કાળુગો ! કોઇએ એની ગરીબાઇ માટે મને બહુ કહેલું એટલે મને વળી દયા આવી અને મેં એને ચાલીસ રૂપિયાના દરમાયાંથી રાખી લીધેલો.

પાંચ સાત વરસ એણે ઑફીસમાં જુદા જુદા ડીપાર્ટમેંટમાં કામ કર્યું એટલામાં તો જાણે એણે મારા ઉપર ઉપકાર કરી દીધો હોય તેમ તેણે પ્રોમોશનને માટે તગાદો કરવા માંડયો. હું તો એને તે જ વખતે લાત મારીને કાઢી મુકત પણ એને માટેના રીપોર્ટો મંગાવ્યા તે ઠીક લાગ્યા એટલે મને દયા આવી અને મેં એને પચાસ કરી આપ્યા. સાત વરસમાં દસ વધારી આપ્યા તેને માટે ઉપકાર માનવાને બદલે ભાઇનું મોં ચઢયું અને મને રાજીનામાની ધમકી આપી પણ હું ગમ ખાઇ ગયો અને મેં એને સાઠ કરી આપ્યા. વીસ રૂપિયાનું પ્રોમોશન આપ્યું તેમાં પણ એ ભાઇને સંતોષ તો થયો જ નહિ પણ એ કંઇ વધુ બોલ્યો નહિ. બીજા પાંચેક વરસ એણે એ પગારે કામ કર્યું કે પાછો એ તો પ્રોમોશનને ઘોડે ચઢયો ! મેં તો એને રોકડું જ પરખાવી દીધું કે એમ જો પ્રોમોશન આપતા રહીએ તો અમારે ભીખ માંગવી પડે. માટે રહેવું હોય તો રહો અને નહિ તો

ખુશીથી સીધાવો. બહુ થાય તો વળી દસ પંદર રૂપિયા મળશે. ત્યાં તો ભાઇના ડોળાજ ચઢી ગયા. અને એમણે મને શું કહ્યું તે ખબર છે? એણે કહ્યું કે 'શેઠજી, આવતી પહેલી તારીખથી રૂપિયા અઢીસો અને પાંચ વરસનું એગ્રીમેંટ, તેમાં વરસે વરસે પચાસ રૂપિયાનું પ્રોમોશન!' અલબત્ત મેં તો એને વિદાય જ કર્યો. આજે એ કમબખત પોતાનું કાર્ડ ચલાવે છે અને મોટા શેઠીઓ થઇ પડયો છે. બધું કામ આપણે ત્યાં શીખ્યો અને બદલામાં આપણા કૈં મોટાં ઘરાકો એણે લઇ લીધાં! આવા નિમકહરામી કલાર્કો! હશે કોઇ અપવાદ હશે, પણ સોમાંથી એકજ; બાકીના નવ્વાણું તો એ જાતના જ બદમાસ."

શ્વાસ ખાવા રામદાસ શેઠ ધીમા પડયા એટલે મગનલાલ બોલી ઉઠયો: "હા રે હા, જમાનો બદલાઇ ગયો છે સાહેબ."

જાફરભાઇ અને રૂસ્તમજી: "કેવો નિમકહરામ!"

ચંપકલાલ: "ખાનદાની હોય તો એવું કદી કરે જ નહિ."

રામદાસ શેઠે કૈંક વિશ્રાંતિ લીધી. હાજરર હેલાઓ બધા ચેત્યા. નીચા વળી વળીને સલામો કરતા મગનલાલ, રૂસ્તમજી, જાફરભાઇ અને ચંપકલાલ ચાલ્યા ગયા. પણ રામદાસ શેઠનું તપેલું મગજ એમ શાંત પડયું નહિ. એનામાં તો વિચારમાળા ચાલુજ રહી. સાંભળનાર કોઇ ન હતું એટલે એમણે પોતાના મન સાથે જ વાત કરવા માંડી.

રામદાસ: "આ તો જાણે એક અમુક દાખલો થયો પણ તમે બધે જ જુઓને. ઓફીસમાંથી સહેજ કામે જવું હોય તો ટ્રામ તો જોઇએ જ! ટ્રામનો રસ્તો નહિ હોય કે વિકટોરિયા થઇ જ ચુકી! દિકરા દયણાવાળીના અને નામ ત્યારે ગુલાબદાસ! જાણે કે કેમ ઘરના કામ કરવામાં એ લોકો ટ્રામ અને વિકટોરિયામાં જતા હોય ને! અને

આપણે જ્યાં કહેવા જઇએ એટલે બબડવાનું શરૂ થાય. મારે ચાર પાંચ મોટરો છે એ પણ એમની આંખમાં ખુંચે. હું વચમાં જાત્રાએ ગયો હતો અને એનો બધો ખરચ કંપની ખાતે લખી વાળ્યો તેમાં પણ ઓફીસના કલાર્કો ઘણું ફફડયા હતા એમ મારે કાને વાત આવી છે. જુઓ નાલાયકો ! જાત્રાનો ખરચ પણ વધારે નહતો. માત્ર બાર તેર હજાર રૂપિયા થયો હતો. તેમાં પણ પાછો હું કંપનીના સંબંધમાં અમુક માણસોને મળી આવ્યો, બીજું કામ કરતો આવ્યો છતાં જાણે મેં કલાર્કોના લોહી ચુસીને રૂપિયા લીધા હોય તેમ તેઓ બતાવે છે, તેમાં વળી આ વખતે ચોમાસામાં છત્રીઓ અને ઓવરકોટો ઓફીસમાં અપાતાં હતાં અને ઓવરટાઇમ મળતો હતો તેની મેં ના પાડી એટલે તો જાણે મેં આ બધા કલાર્કોનો બાપ મારી નાખ્યો હોયને !

પણ મારે ય શેરહોલ્ડરોનું હિત જોવું કે નહિં ? આ વરસે એ જાત્રામાં દસ બાર હજાર ગયા. મારા ભાણેજે પેલો ગોટો વાળ્યો હતો એમાં ગમે તેમ કરીને પંદર વીસ હજાર કંપની ખાતે લખી વાળવા પડયા. વચમાં હું વિલાયત જઇ આવ્યો તેના સત્તર હજાર થયા. પછી તે કૈં કંપનીને દેવાળું કઢાવવું છે ! આવડી નાની કંપનીમાં તે કેટલુંક નભે ? બીજી કંપનીઓમાંથી હાલ ઝાઝું લઇ શકાય તેમ નથી. એટલે પછી ઓવરટાઇમ આપ્યા જઇએ અને છત્રીઓ તેમજ ઓવરકોટોની લહાણી કરીએ તો કેમ ચાલે ?

" અને હમણા મોંઘવારી પણ કયાં એ કલાર્કોને એકલાને નડે છે ! અમને ય એ આપદા ભોગવવી પડે છે. ડીરેકટરોની ફીઓમાં પણ ઘટાડા થઇ ગયા. કંપનીઓ તો લગભગ બધી જ ખોટમાં ચાલે છે એટલે એજન્સીનું કમીશન પણ બહુ થોડું મળે છે. અને અમારાથી ખર્ચા કૈં થોડા ઓછા થાય તેમ છે ? મોભો જાળવવો

જ પડે. પાછી અમારે ચિંતા પણ કેટલી ! એ લોકોને છે કૈં ! ખાસા સીત્તેર પોણાસોનો સારો પગાર હોય, સવારે ટાઇમસર આવવું અને ટાઇમસર પાછું ઘેર જવું.

“ અને છતાં અપ્રમાણિકતા પણ હદપારની વધી ગઇ છે. થોડા દિવસ ઉપર જ એક કલાર્કે પચીસ રૂપિયાનો ગોટો કરી દીધો હતો. હું તો એને પોલીસને જ સોંપવાનો વિચાર કરતો હતો પણ વળી થોડા ઘણા માણસો વચ્ચે પડયા અને મેં જવા દીધો. પણ જોઇ લ્યો એ ભલાઇનાં પરિણામ ! કંપનીના શેરો જાહેર માંગણીથી વેચાયલા અને વચમાં દલાલ કોઇ હતો નહિ એટલે મેં જ એ દલાલી લઇ લીધી. કોઇ મોટી વિસાત નહતી— માત્ર સાડા છ હજારેક રૂપિયા હતા. આ વાત એ જ કમબખતે જઇને પેલા હરામખોર હરગોવનને કહી દીધી. પણ એ લોકો શું કરી શકવાના હતા ! જ્યાંસુધી શેરોનો મોટો ભાગ અમારી પાસે છે ત્યાં સુધી ભલેને બુમો મારતા. અનેક વખતે વળી એમાં બોનસ પણ આપવાનું અમે ડીરેક્ટરોએ ઉડાવી દીધું છે એટલે તો એ કલાર્કો બધા ગજગજ કુદશે. પણ કુદવા દ્યો ! આપણને થોડી જ પરવાહ છે ! ”

આટલું થતાં વિચારોની પરંપરાના ઊંડાણમાં ઉતરી જતાં રામદાસ શેઠનું મગજ શ્રમિત થઇ ગયું. એમની આંખો ધીમે ધીમે વિંચાઇ ગઇ. હાથમાંની સીગાર સરીને નીચે પડી ગઇ.



# દાક્તરને ત્યાં

દાક્તરને ત્યાં ગરદી ઠીક ઠીક હતી. હું પણ રાબેતા મુજબ હાથમાં શીશી લઇને ત્યાં બેઠો હતો. પણ જુનો અને જાણીતો ઘરાક હોવાથી મારે તપાસાવાની ઉતાવળ નહતી અને ઉતાવળ હોય તોપણ દાક્તર મને એમ ઉતાવળથી તપાસે તેમ નહતું. એટલે દાક્તરના ટેબલ ઉપર પડેલ છાપું નીરાંતે વાંચીને તે માર્ગે પણ દાક્તર પાસેથી કૈંક વળતર લેવાનો હું યત્ન કરતો હતો.

બે ચાર દર્દીઓ તપાસાઇ ગયા પછી એક જાડા શેઠનો વારો આવ્યો. એમને શો રોગ થયો હતો તે હું તો નજ જાણી શકયો એટલુંજ નહીં પણ દાક્તર તેમજ શેઠ પણ એ રોગ પારખી શકયા હોય તેમ જણાતું નહતું.

શેઠ: " દાક્તર સાહેબ, મને નબળાઇ એટલી બધી જણાય છે ! "

દાક્તર: " એ તો જણાયજને. નહિ તો રોગ શાનો ! "

શેઠ: " પણ આ પાંસળામાં જરા તપાસોને. ત્યાં કોઇ કોઇ વાર એવું દુઃખી આવે છે. "

દાક્તરે પડખામાં ભુંગળી મુકી અને ટકોરા માર્યા.

શેઠ: " કોઇ વાર અચીંતું છાતીમાં દુઃખ થઇ આવે છે. "

દાક્તર: " જમણી બાજુ કે ડાબી બાજુ ? "

શેઠે શ્વાસ લઇ જોયો, ડાબી છાતી ઉપર પોતાનો હાથ મુકી જોયો, જમણી બાજુ પોતેજ તપાસી. બે ચાર ખોંખારા પણ એમણે મારી જોયા. પછી કૈંક નિરાશ થઇને એ બોલ્યા: “ હમણા તો કૈં જણાતું નથી કે કૈ બાજુ દુ:ખે છે પણ જ્યારે દુ:ખી આવે છે ત્યારે તો એમ જ થાય છે કે જાણે જીવ નીકળી જશે. ”

દાકતરે સહેજ કચવાઇને કહ્યું: “ એ ખરૂં પણ તમે જ્યાં સુધી બતાવો નહિ ત્યાં સુધી કેમ ખબર પડે ? ”

શેઠ: ‘ અરે દાકતર સાહેબ, એમાં તમારે મુંઝાવું નહિ. હું કાલે આવીશ ત્યારે ફીકાની બાને પુછતો આવીશ. ગઇ વખતે મને દુ:ખવા આવેલું ત્યારે મને એણે પોસદોરડાનો શેક કરેલો એટલે એ જાણતી હોવી જોઇએ કે મને કૈં બાજુ દુ:ખે છે. ”

દાકતરને હસવું આવી જતું હતું પણ તેણે તે અટકાવીને કહ્યું: “ ઠીક, એમ રાખો. બીજું કૈ કહેવું છે ? ”

શેઠ: “ નાજી, હાલ તો યાદ આવતું નથી. પંચાતી એમ થાય છે કે ઘેર મને બધું યાદ હોય છે પણ અહિં આવું છું તે વખતે કશું જ યાદ આવતું નથી. ”

દાક્તરે સહેજ હસીને કહ્યું: “ ત્યારે એમ કરતા જાઓ કે જ્યારે તમને બધું યાદ હોય ત્યારે મને ઘેર જ બોલાવવા મોકલો. હું ત્યાં આવીશ એટલે તમે ભુલી નહિં જાઓ. ”

અમારા જેવા દાકતર સાહેબના હાજીહાઓ આથી ખડખડાટ હસ્યા અને શેઠ પણ બહુ હસ્યા. વળી પાછા એમણે થોડા ઘણા સવાલ જવાબ કર્યા અને આખરે શીશી ભરાવીને રૂખસત લીધી.

ત્યાર પછી બીજા ચાર પાંચ દર્દીઓએ પોતાના દરદના દુ:ખ લંબાણથી કહ્યાં, અનેક સવાલો પુછયા, અનેક જવાબો કટાણે

સોંયે સાંભળ્યાં અને પછી શીશીઓ ભરાવીને ચાલતા થયા. ત્યાર કેડે મારા સીવાય માત્ર એક પાંત્રીસેક વરસની બાઇ રહી. તેનો વારો આવ્યો. તેને ઝીણો તાવ આવતો હતો એમ જણાતું હતું. સમય ઘણો વીતી ગયો હતો. હું પણ બેસતાં બેસતાં કંટાળ્યો હતો.

દાકતરઃ " કેમ બહેન ? હવે કેમ છે ? "

બાઇઃ " હા, ઠીક છે, પણ હજી કૈં સરાડે ગાડું ચઢયું હોય તેમ જણાતું નથી. એમ કેમ હશે ? "

દાકતરઃ " હોય, ધીરે ધીરે રોગ જાય તે સારો.

બાઇઃ " દાકતર સાહેબ, ગઈ કાલે મને બેચાર ઝાડા થઇ ગયા હતા. એનું શું કારણ હશે ? "

દાકતરઃ " કૈં ભારે ખાવામાં આવી ગયું હશે. હવે તો પેટ બરાબર છે ને ? "

બાઇઃ " હા, હવે આજે તો સારૂં છે. ખાવામાં તો જાણે એમ કે પહેલે દિવસે હું મારી નણંદને ત્યાં ગોરણી જમણા ગઇ હતી. હવે નણંદને ત્યાં જઇએ ને વરણાગી થોડી કરાય છે જે. જો ઓછું ખાઇએ તો ચાંપલાંમાં ખપીએ. તે પછી પરમ દિવસે સવારે મેં શું ખાધું હતું ? રોજના મંદવાડને લઇને મગજ પણ નબળું પડતું જાય છે. દાકતર સાહેબ, હું રોજ સવારે બદામનો મગજ ખાઉં ? "

દાકતરઃ " હા, ખાજો. "

બાઇઃ " કેટલી બદામનો ખાઉં ? "

દાકતરઃ " બે ત્રણ બદામથી શરૂ કરજો. "

આ પ્રમાણે વાતનું રગશીયું ચાલ્યા જ કર્યું. આડી અવળી

વાતો કરીને વળી બાઇ એક સવાલ પુછે અને દાકતર તેનો જવાબ આપે !

આવાં મૂર્ખ અને અનાડી લોકો હજી વીસમી સદીમાં પણ જોવામાં આવે એ કેવું શોચનીય છે ! શું બીજા દેશોમાં પણ આવાં વખતની કિંમત નહિં જાણનાર માણસો પડયાં હશે ? પોતાના રોગની મીનીટ–બે મીનીટમાં સંપૂર્ણ હકીકત કહી દેવાની અને પછી દાકતર દવા આપે તે લઇને ચાલ્યા જવું એમાં આ બધા આડાઅવળા પ્રશ્નોની પરંપરા શી ? અર્થ વગરની વાતો શી કરવી ? અને દાકતર પણ શા માટે આવાં લોકોનું શાંતિથી સાંભળી રહેતો હશે ? શા માટે એમને તતડાવીને કાઢી નહિં મુકતો હોય ? મારા જેવો દાકતર થયો હોય તો હું આવાં દર્દીઓની અક્કલ બે ઘડીમાં ઠેકાણે લાવી મુકું. આવા આવા પ્રશ્નોની પરંપરા મારા હૃદયમાં ઉદ્‌ભવી. પેલી બાઇ અહિંથી પતે પછી હું દાકતરને મારા વિચારો જણાવું એવો મેં ઠરાવ કર્યો. પણ બાઇ એમ ક્યાં પતે તેમ હતું ! તેનો લવારો તો ચાલુજ હતો.

પણ આખરે બધાં દુઃખને અંત તો હોયજ. બાઇએ પોતાનો લવારો બંધ કર્યો અને દવા લઇ ચાલતી પકડી.

પછી હું દાકતર પાસે ગયો.

દાકતરઃ “ કેમ છગનભાઇ ! કેમ ચાલે છે ? ”

હુંઃ “ દાકતર સાહેબ, ઠીક છે પણ જોઇએ તેવું નહિં. ”

મને કોઇ કોઇ વાર પેટમાં દુઃખી આવતું હતું તેને માટે હું દવા લેવા ગયો હતો.

દાકતરઃ પણ હવે હમણાં તો પેટમાં દુઃખતું નથી ને ? ”

હુંઃ “ એટલે એમ છે, દાકતર સાહેબ, કે જાણે જુઓની, હું

ચાર દિવસ ઉપર આવીને દવાના બાર ભાગ લઇ ગયો હતો. તેમાંનો છેલ્લો ભાગ મેં આજે સવારે પી લીધો."

દાકતરઃ "એ ઠીક છે, પણ પેટમાં હવે દુઃખે છે?"

હું "હું એનોજ જવાબ આપતો હતો ને. જુઓને, આજે ગુરૂવાર થયો. રવીવારે સ્હવારે મેં દવા લીધેલી, રવીવારે સાંઝના થોડુંક દુઃખેલું. પછી સોમ અને મંગળ બરાબર ગયા અને પછી બુધવારે સવારે પાછું દુઃખવા આવેલું."

દાકતરઃ "હં ઠીક, એ તો મટી જશે."

આટલું બોલીને દાકતરે પ્રીસ્ક્રીપ્શન હાથમાં લીધું.

એટલામાં હું બોલી ઉઠયોઃ "પણ—દાકતર! એ એપેન્ડીસાઇટીસ તો નહિ હોય?"

દાકતરઃ 'નારે ના, એ તો સાધારણ પેટમાં દુઃખે રે.'

હુંઃ 'વચમાં મને આધાશીશી જેવું માથું દુઃખી આવે છે તે શાથી હશે?"

દાકતરઃ "નબળાઇને લીધે દુઃખે."

હુંઃ "બ્લડ-પ્રેશર જેવું તો નહિ હોય? જરા તપાસો તો ખરા." આટલું કહીને હું દાકતર પાસે જવા ગયો પણ મને દાકતરે નિશાની કરીને બેસાડી દીધો.

હુંઃ "ત્યારે એ નબળાઇ મટાડવા 'ઓસ્ટેલિન' લઉં?"

દાકતરઃ "હા, લેશો તો હરકત નથી."

હુંઃ "પણ હમણા હમણા 'વિગેનટૉલ' બહુ વખણાય છે."

દાકતરઃ "એ લ્યો."

હુંઃ "પણ દાકતર સાહેબ, એ બેમાંથી સરસ દવા કે?"

દાક્તરઃ ' બન્ને સરખી છે."

આમ કહીને એમણે દવાનું કાગળીયું ઉપાડયું. દાક્તરો આ પ્રમાણે દર્દીઓને પુરૂં સાંભળવા પણ તૈયાર નથી હોતા એ મને બહુ સાલે છે. જો દર્દીઓની હકીકત પણ પુરી સાંભળવામાં એમને કંટાળો આવતો હોય તો પછી દાક્તરનો ધંધો શા માટે એઓ કરવા નીકળતા હશે ? આપણને શું થાય છે તે આપણે દાક્તરને ન કહીએ તો બીજા કોને કહીએ ?

હું: " આધાશીશી ઉપર મને કોઇએ સુદર્શન ચૂર્ણ ખાવાનું કહેલું. હું ખાઉં ? "

દાક્તરઃ " હું દાક્તર છું-વૈદ્ય નથી. "

હું: " તે તો હું જાણું છું પણ આ તો એમ કે તમારી દવા સાથે લઉં તો કશું નુકશાન તો નહિં થાયને ! હા, એક બીજી વાત ઠીક યાદ આવીઃ ખરજવું થયું હોય તો સુખડના તેલથી ફાયદો થાય કે ? "

દાક્તર આ સવાલથી કૈંક કચવાયા હોય તેમ લાગ્યું. પણ એમાં મને શું ? દવા મફત તો એ આપતાજ નથી !

દાક્તરઃ " તમને થયું છે ? "

હું: " હેંહેંહેં ! નાજી, થયું તો નથી "

દાક્તરઃ " ત્યારે થાય તે વખતે પુછજો; જવાબ દઇશ. "

હું: " તમે દાક્તર મારે કરી શી પાળવી એ પણ કહેતા નથી. મારે શું ખાવું અને શું ન ખાવું એ તો મારે જાણવું જોઇએ."

દાક્તરઃ " તમે ભણેલા અને આવડા મોટા થયા તે એટલું ન જાણો કે પેટમાં બગાડ હોય તો શું ખાવું અને શું ન ખાવું !"

આમ સહેજ સવાલ પુછીએ એમાં દાક્તર આડા જવાબ આપવા માંડે એમ કેમ ચાલે ! હું પણ એથી ચીઢવાયો અને તેથી મેં પણ જરા ફક્કડીનેજ ઉત્તર આપ્યો: "જો એ બધું જાણતા હોત તો અમેજ દાકતરના નામનું પાટીયું મારીને ન બેસત. પણ આ તો એમ કે કેરીનો રસ ખાઉં તો વાંધો ખરો ?"

દાક્તર: "થોડો ખાજો. પણ ચાલો, મારે મોડું થાય છે માટે માફ કરજો. તમે આ દવા લઇ જાઓ અને પછી જુઓ. મટી જશે, સમજ્યાને." આમ કહીને દવા લખી આપી. પોતે મોટરમાં જવા હાથમાં હૅટ લઇને ઉભા થયા.

હું: "હાફુસની કેરી લઉં તો ?"

દાક્તર: "હા, લેજો ને." આટલું બોલી એટલે નીકળ્યા. હું પણ હાથમાં કાગળીયું લઇને પાછળ પાછળ ગયો.

હું: "રસ સાથે બે ચાર પોળી લઇ શકાય ?"

દાક્તર: "હા, સાહેબજી."

હું: "શાકમાં કારેલાં, ટીંડોરાં વગેરે ખાવામાં તો હરકત નથી ને ? અને કેરીના બે ત્રણ ભજીયાં લઉં તો ?"

દાક્તર સહેજ ઉશ્કેરાયા હોય તેમ લાગ્યું. મોટરમાં બેઠે બેઠે એમણે કહ્યું: "જુઓ, એમ કરજો: પૂરણ પોળી, માવાની ઘારી, શીખંડ, કેરી, કાંદા, બટાટા વગેરેના બશેર ત્રણ શેર ભજીયાં, દરેક જાતનું કઠોળ અને તે ઉપર લેવું હોય તો..............એટલું ખાઇ લેજો. પછી મને નીરાંતે હકીકત કહેવા આવજો. ચાલો, સાહેબજી. ડ્રાઇવર, મોટર જવા દે."

આટલું દાક્તર બોલ્યા અને મોટર ઉપડી ગઇ. તેમણે આ જવાબમાં કહ્યું કે ચીઢવાઇને કહ્યું તે જાણવાની મને તક પણ મળી નહિ.




ચિત્રકાર : ] હું : " અને કેરીના બે ત્રણ ભજીયાં લઉં તો ? " [ શ્રી. કલાબ્ધિ

આપણે તબીયતને અંગે કરીને બેચાર કામના સવાલો પુછીએ તેમાં આટલો બધો ગુસ્સો અને કરડાકી ! શું મફત દવા લઇએ છીએ ? ખરું પુછાવો તો દાકતર પોતાનો ધંધો કેવો પરમાર્થી છે અને એ ધંધાની ભવ્યતા કેવી છે તે જ સમજતા નથી. દાક્તરોએ તો દર્દીઓ સાથે કેવાં માયાળુપણાથી વર્તવું જોઇએ, કેવી ધીરજથી એમની જોડે વાત કરવી જોઇએ અને તેમને કેવી સમજણ પાડવી જોઇએ ! આ તો ઉતાવળમાં હકીકત સાંભળી, ન સાંભળી ને ડહોચાણ ભરી આપ્યું !

પણ કરવું શું ? આપણને દાકતર વગર ચાલે નહિં ! હશે ! માણસ છે ચીઢવાઇ પણ જાય. બીજી વાર જરા સંભાળીને સવાલ પુછશું.

# બાલ–ઉછેર

આજે સારા યે ગુજરાતમાં એક જ મહત્ત્વનો પ્રશ્ન જનતા પાસે પોતાનો ઉકેલ માગી રહ્યો છે અને તે પ્રશ્ન તે 'બાલ–ઉછેર.' એ રીતે કહીએ તો સમસ્ત જગત પણ આ જ મહાન વિષયનો સંતોષકારક જવાબ શોધી રહ્યું છે. અને જો લેખકોએ તથા વકતાઓએ, છાપાંઓએ તેમ જ માસિકો વગેરેએ જનતાના માનીતાં થવું હોય તો જે પ્રશ્નો પ્રજાનું ખાસ ધ્યાન ખેંચી રહ્યા હોય તે જ પ્રશ્નો ચર્ચવા એ વાત સાવ સહેલી અને તરત સમજાય તેવી છે. મેં પણ આ જ ઉદ્દેશથી પ્રેરાઇ આ વિષય સંબંધી મારૂં અગાધ જ્ઞાન જાહેરમાં મુકવાનો ઠરાવ કર્યો છે.

જ્યારે આ પ્રશ્ન આપણું આટલું ધ્યાન ખેંચી રહ્યો છે ત્યારે આપણી પાસે એ સંબંધી સામગ્રીઓ કેટલી છે, આપણા બાપદાદાઓ એ વિશે આપણને કેટલું અને કેવું સાહિત્ય આપી ગયા છે તે જેમ બને તેમ જલ્દી આપણે છણી લેવું ઘટે છે. અને તેને માટે પુરાતત્વના શાસ્ત્રના અભ્યાસીઓને જાહેર અપીલ થવાની જરૂર છે. આપણા વેદમાં, પુરાણોમા અને ભગવદ્‌ગીતામાં બાલ–ઉછેર સંબંધી શા શા ઉકેલ છે તે આપણે જાણી લઇએ તો પછી આપણી ઘણી વિટંબણાઓ પહેલે ઝપાટે ઓછી થઇ જાય. જે ધર્મના ગ્રંથોમાં વિમાનો, તાર વગરના વીજળીના સંદેશાઓ વગેરે બધી હાલના જમાનાની શોધો પણ વિસ્તારથી વર્ણવેલ છે એમ કહેવામાં આવે છે (મારા વાંચવામાં નથી આવી એમ મારે આ સ્થળે સ્પષ્ટ રીતે

કહેવું જોઇએ) તે ધર્મના ગ્રંથોમાં બાલ ઉછેર વિશે કૈં જ ઉલ્લેખ નહિ હોય એ માનવામાં આવતું નથી. મારો આ દિશામાંનો અભ્યાસ હજી અપૂર્ણ અવસ્થામાં છે એટલે હું એ વિશેનો કોઇ પણ નિર્ણય પ્રકાશમાં મુકી શકું એવી સ્થિતિમાં નથી. છતાં જેટલું જાણું છું તે વિના સંકોચે હું જણાવી દઉં છું. વેદના વારામાં પણ આપણા આ આર્યાવર્તમાં તેમ જ ઇતર પ્રદેશોમાં બાળકો જન્મતાં એટલી વાત આપણા પ્રાચીન ગ્રંથોના ઊંડા અભ્યાસથી મને સાફ જણાઇ આવે છે અને જન્મતી વખતે જેમ હાલના બાળકો અસહાય અવસ્થામાં જન્મે છે તેમ જ અને તેવી જ સ્થિતિમાં જન્મતાં એટલું પણ સાબીત કરી શકાય તેમ છે. અલબત્ત, પૌરાણિક ગ્રંથોમાં આ વિષયમાં કેટલાક અપવાદો જણાવેલા છે જ. કેટલાંક બાળકોએ જન્મીને તરતજ મોટા શત્રુઓને મારી નાખ્યા છે તેમ જ બીજાં અદ્ભુત પરાક્રમો પણ કરેલાં છે; પણ આવા અપવાદો તો દરેક ક્ષેત્રમાં હોય છે જ એટલે એને લઇને મેં જે અનુમાનો ઉપર દર્શાવ્યાં છે તે અનુમાનોની સત્યતા વિશે શંકા ઉઠાવવી એ વાજબી નથી.

આ સીવાય આપણા માનનીય ગ્રંથ શ્રી. ભગવદ્‌ગીતાનો અભ્યાસ જો કોઇ અભ્યાસી બારીકાઇથી કરે તો એમ તરત જ સમજાશે કે શ્રી કૃષ્ણે મનુષ્ય જીવનનો એક પણ મહત્ત્વનો વિષય એમાંથી છોડી દીધો નથી. મહાભારતના યુદ્ધમાં પાંડવો જીતવાના અને કૌરવો હારવાના એ વાત ત્રિકાલજ્ઞાની કૃષ્ણ જાણતા હતા એટલે એ યુદ્ધના પરિણામે યુધિષ્ઠિર સિંહાસને આવતાં અર્જુનને ઘડીકમાં રેવન્યુનું દફતર તો ઘડીકમાં રાજદ્વારી દફતર, ઘડીકમાં ન્યાયખાતાનું દફતર તો ઘડીકમાં નાણાપ્રકરણનું દફતર, ઘડીકમાં પોલીસ અને લશ્કર ખાતાનું દફતર તો ઘડીકમાં પ્રજા તંદુરસ્તીનું દફતર એમ અનેક દફતરો સોંપવામાં આવશે એ વાત પણ એ સારી રીતે જાણતા. અને એથી જ જેમ હાલના સીવીલીયનો દરેક વિષયમાં પારંગત થઇને જ અહિં આવે

છે તેમ અર્જુનને દરેક બાબતમાં ઉસ્તાદ બનાવી દેવાની ઇચ્છા-અને તે પણ ઘણાં જ ટુંક સમયમાં-ભગવાન કૃષ્ણની હતી એટલે એમણે બહુ વિચાર કરીને અર્જુનને ભાષણોની એક હારમાળા કહી સંભળાવી. આ હારમાળા યુધિષ્ઠિર રાજા થયા તે પછી રાજ્ય તરફના વિદ્યાધિકારીએ ભગવદ્ગીતા નામે છપાવી પ્રસિદ્ધ કરી.

જો આટલા વિચારો અભ્યાસીઓ સ્વીકારી લે-અને એમ કરવામાં મને કાંઇ વાંધો જણાતો નથી-તો 'બાલઉછેર' જેવો વિષય એમાં ન હોય એ સંભવે જ નહિ. માત્ર મુશ્કેલી એટલી જ છે કે આપણા અસલના ગ્રંથો દ્વિઅર્થીથી માંડીને બસો ત્રણસો અર્થી રચવામાં આવ્યા છે. પરિણામ એ થાય છે કે માત્ર ધર્મ પાછળ જ ઘેલા બનેલા અભ્યાસીઓએ ગીતાનો એજ માત્ર અર્થ કર્યો. લોકમાન્ય તિલક જેવા કર્મવાદીઓએ પોતાને રુચે તેવો જ અર્થ એમાંથી શોધી કહાડ્યો. મહાત્મા ગાંધીએ અહિંસા અને સત્યજ એમાંથી તારવી કાઢયાં. આ પ્રમાણે જો બાલકો વિશેના જ અભ્યાસીઓ ધારે તો ગીતામાંથી એને લગતા શ્લોકો શોધીં કાઢી શકે.

પરંતુ આમ થઇ શકે તે પહેલાં બાલકો એટલે શું એ નકકી કરવાની જરુર છે 'બાલકો એટલે પ્રભુના પયગંબરો' એવાં અસત્યથી ભરપુર વાકયો કેં કેટલા કવિઓએ આપણા અંતરમાં ભરી દીધાં છે. આ પ્રકારનો ભ્રમ દૂર થાય તો જ બાલકોનું ખરૂં સ્થાન આપણા જીવનમાં કેવું છે એ જાણવા આપણે શકિતમાન થઇએ. બાલકોનું ખરેખર નિષ્પક્ષપાતપણે પૃથક્કરણ કરીએ તો એટલું સહેલાઇથી સાબીત કરી શકાય કે "બાલકો એટલે મોટામાં મોટી ઉપાધિ !" અલબત્ત, સાથે સાથે એટલું પણ લક્ષમા રાખવું ઘટે છે કે આ પ્રકારની ઉપાધિઓ પ્રભુ માનવજાતિની કસોટી કરવા માટે જ આપણે માથે નાખે છે. આટલું સ્વીકાર્યો પછી ગીતાનો એક

પ્રખ્યાત શ્લોક શું સૂચવી રહ્યો તે તુરત જણાશે. એ શ્લોક આ રહ્યો :—

यदा यदा हि धर्मस्य ग्लानि र्भवति भारत।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजास्यहम् ॥

આ શ્લોકનો અર્થ આ પ્રમાણે બેસાડી શકાય: " જ્યારે જ્યારે જગતમા મદ, મત્સર, અભિમાન, અયશઆરામ વગેરે અવગુણો મોટા પ્રમાણમાં પ્રસરી રહે છે ત્યારે ત્યારે હું બાલક રૂપે અવતરી એ અવગુણોને મર્યાદામાં રાખી લઉં છું." એટલે કે જે પુરુષ અને જે સ્ત્રી આવા અવગુણોના ભોગ થઇ પડે છે તે પુરુષ અને સ્ત્રીને ત્યાં બાલક અવતરે છે અને પરિણામે એઓ અનેકાનેક ઉપાધિઓથી જકડાઇ જાય છે અને પેલા અવગુણો આ ઉપાધિઓથી ગભરાઇ આપોઆપ નાશ પામે છે. આ પ્રમાણે ઘણા શ્લોકોના અર્થ " બાલકો અને બાલ–ઉછેર " એ વિષયની ગંભીરતા અને કઠિનતા બતાવનારા તરીકે પુરવાર થઇ શકે તેમ છે. પણ અહિં તો આટલેથી જ બસ.

પરંતુ અર્વાચીન સમયમાં માત્ર આપણા ધર્મના જૂના ગ્રંથોનાં પાનાં ફેરવવાથી પતતું નથી. હાલ તો નાનામાં નાના સવાલને માટે યુરોપના શિષ્ટ સાહિત્યના ગ્રંથોનું દોહન કરવું પણ જરુરનું છે. આજથી થોડાક વર્ષ પૂર્વે શેક્સપીયર, શેલી, વર્ડઝવર્થ જેવા ત્રણ ચાર લેખકોના પુસ્તકો તપાસીએ એટલે છેડો આવી જતો. પણ તે પછી રંગ બદલાયો અને ફ્રેંચ લેખકો, કવિઓ, ફીલસુફો વગેરેના ગ્રંથો દરેક બાબતમાં જોવા જ પડે એવો શીરસ્તો થઇ ગયો. પણ જગતની ગતિ હમણાં બહુ ત્વરિત છે. આજે ફ્રેંચ સાહિત્ય પણ નકામું થઇ પડયું છે. હમણાં તો તમારે જો અપ–ટુ–ડેટમાં ખપવું હોય, સાહિત્યરસિક ગણાવું હોય, દરેક વિષયના અભ્યાસી તરીકે

બહાર પડવું હોય તો રશિયાનો આશરો લીધા વિના છુટકો નથી. રાજ્યબંધારણ, નાણાંપ્રકરણ, ખેતીવિજ્ઞાન, સ્ત્રી–કેળવણી વગેરે કોઇ પણ વિષયમાં રશિયન લેખકો શું કહે છે એ આપણે તપાસવું જ જોઇએ. લેનીન, સ્ટેલીન, ટ્રૅાટસ્કી, રેઝડોસટવેન્સ્કી તોપફોડાન્સ્કી વગેરે વગેરે મહાન રશિયન નેતાઓના નામ તમારે જીવ્હાગ્રે હોવાં જ જોઇએ. એટલે " બાલ–ઉછેર " સંબંધે પણ આપણે ત્યાંના બાલ–ઉછેરના ઉસ્તાદોના ગ્રંથોનો અભ્યાસ આદરી દેવો ઘટે છે.

મેં પોતે હજી રશિયન સાહિત્યમાંના બાલ-ઉછેરના વિભાગમાં ડુબકી મારી નથી એટલે ત્યાંના સાહિત્યકો અને બાલ–ઉછેરકો આ વિષયમાં શા નિર્ણય ઉપર આવ્યા હશે તે જાણવાનું મારી પાસે સાધન નથી. પરંતુ હું પોતે તો આ વિષયમાં એક અનુમાન ઉપર આવ્યો છું અને તે એ જ કે જ્યાં સુધી આ બાબતમાં કુદરત આપણી વિરુદ્ધ છે ત્યાં સુધી આપણે આ બાલ–ઉછેરના વિષયનો કોયડો સંતોષકારક રીતે ઉકેલી શકવાના નથી જ. બાલકો પોતે જન્મથી જ બોલી શકે, પોતાને ખરેખર શું દર્દ છે એ એમના માબાપને તેમ જ વૈદ્ય, હકીમ અને દાકતરોને સમજાવી શકે તો બાલ–ઉછેરનો પ્રશ્ન એકદમ સહેલો થઇ જાય. પણ આ પ્રમાણે હાલ તરતમાં થાય એવાં ચિહ્ન જણાતાં નથી. જુદી જુદી દિશામાં જુદી જુદી અનેક શોધો થઇ ચૂકી છે અને થયા કરે છે. કોઇએ રેડીઓની શોધ કરી, કોઇએ ટેલીવીઝનની શોધ કરી. બોઝ જેવાએ વૃક્ષોમાં પણ જીવ છે એમ સાબીત કર્યું; પણ આ બધી શોધોથી બાલ–ઉછેરનો પ્રશ્ન તો એવોને એવો જ રહી ગયો છે. જન્મથી બાલકોને વાચા નહિ હોય એને જ પરિણામે બાલકોને ઉછેરવામાં મોટામાં મોટી મુશ્કેલી ઉભી થાય છે.

આપણે પોતાનો જ વિચાર કરો: જો આપણે દાકતરોને ત્યાં

જઇને કૈં પણ બોલ્યા વિના માત્ર ઠુઠવો મુકીએ અને દાક્તરોના બધા સવાલોના જવાબમાં પણ માત્ર રુદન જ કરીએ તો દાકતરો ખરૂં ઔષધ આપી શકે ખરા ? સાચો રોગ પારખી શકે ખરા ? મને તો એ વિશે શંકા જ છે. જ્યારે બબ્બે કલાક દાકતરોનાં માથાં ફોડી ફોડીને આપણા બધાં દર્દો અને તેની અસર બાબત તેમને સમજણ પાડીએ છીએ ત્યારે માંડ આપણો રોગ પારખવામાં આવે છે–તેમણે પારખ્યો એમ એઓ કહે છે. એટલે જો આપણે મોંમાંથી એક શબ્દ પણ ન કાઢીએ તો તો કેવી દવા આપણને મળી શકે તે આપણે સહેલાઇથી સમજી શકીએ.

વળી વાચા નહિ એટલે મતાધિકાર પણ નહિ–સ્વાતંત્ર્ય પણ નહિ–સંરક્ષણની શકિત પણ નહિ. બાલક નિરોગી હોય, દિવસમાં પાંચ વખત તેને ભુખ લાગતી હોય પણ કર્મસંજોગે તેના માબાપ વહેમી હોય અને તેને માત્ર ત્રણેક વખત બહુ જ થોડો ખોરાક આપતાં હોય તો પરિણામે એ બાલક ભુખ્યું મરી જ જવાનું. આ જ પ્રમાણે એથી ઉલટી સ્થિતિમાં પણ બાલકના ભોગ જ સમજવા. દરેક માબાપના ભેજાંના ફાંટા જુદા અને તે જ પ્રમાણે દરેક બાલકની પ્રકૃતિ જુદી, એની તંદુરસ્તી જુદી, એની મનોદશા જુદી. આમાં બાલકોને ઉછેરવાને માટે એક પ્રકારના કાયદાઓ કઇ રીતે ઘડાય ?

મારા અંગત અનુભવનો હું માત્ર એક જ દાખલો આપું: રાત્રિના અગીઆર(સ્ટા. ટા.)નો અમલ હતો. ઘેરા સમુદ્રના વિશાળ પટ ઉપર અનેક તરંગો દિવ્ય સંગીત ગુંજી રહ્યા હતા. આકાશમાં ચંદ્ર –પણ કુદરતનું વર્ણન લંબાણથી કર્યાથી શો ફાયદો ? દરેક મનુષ્યને કુદરતનું જુદું જુદું સ્વરૂપ સુંદર લાગે છે. કોઇને પૂર્ણિમાનો ચંદ્ર જ આકર્ષી શકે તો કોઇને અમાસનો ચંદ્ર જ આનંદ આપી

શકે. કોઇને સમુદ્રનું સામીપ્ય જ ઠીક લાગે તો કોઇને કાળ સમા પર્વતની હારમાલા જ સંતોષ આપી શકે. એટલે પ્રકૃતિનું વર્ણન દરેક પ્રકારની વ્યકિતને સંતોષી શકે એવું લખવાનો પ્રયાસ કરવો એ પણ મૂર્ખાઇ છે. એટલે માત્ર રાત્રિના અગીઆર ( સ્ટા. ટા. ) એટલું જ લખવું હું જરૂરનું ધારૂં છું. આસપાસની કુદરત કેવી હતી તે કલ્પવાનું હું વાંચકોને જ સોંપી દઉં છું.

ઘરમાં નાના નાના બાલકો અમને સૌને સારો દિવસ ઠીક ઠીક સંતાપીને નિદ્રાવશ થયાં હતાં. અમે મોટાં માણસો અર્ધ નિદ્રાવશ સ્થિતિમાં ગપ્પાં મારતાં હતાં અને સુવા જવાને માટે ઉઠવાની એમ-નામાં કોણ પહેલ કરે છે તેની રાહ જોતાં હતાં. એટલામાં મારી નાની આઠ નવ માસની બુચીએ ઘોડીયાંમાંથી ચીસ પાડી. તરત જ મારી પત્નીએ બુમ પાડી. “ ભાગીરથી, જરા બહેનનું ઘોડીયું હલાવ તો. ”

ભાગીરથી સાત અષ્ટમાંશ નિદ્રાવશ સ્થિતિમાંથી ઉઠીને ઘોડી-યાંને હલાવવા મંડી. બુચીનું રૂદન ઘટવાને બદલે વધ્યું. અમારામાંથી બે ત્રણ માણસોએ મારી પત્ની સામું જોયું એટલે તે ઉઠી અને ઘોડીયાં તરફ ગઇ. અમારામાંના દુર અંદેશીવાળા માણસો આ તકનો લાભ લઇ સુવા ચાલ્યા ગયા. મારી પત્નીએ ભાગીરથીને બદલે પોતે જ હીંચકા નાખવા માંડયા પણ વસ્તુસ્થિતિ સુધરવાને બદલે બગડતી ચાલી.

આ જોઇને મોટાં ભાભી બોલ્યાં. “ કહીએ તો ગુસ્સો ચઢે પણ હાલના જુવાનીઆ બૈરાંઓને પાંચસો માણસો વચ્ચે ગરબામાં કુદી કુદીને નાચવામાં શરમ લાગતી નથી પણ ઘરે પોતાનાં છોકરાંને હીંચકો નાખતાં હાલરડાં ગાતાં શરમ લાગી જાય છે. સ્નેહલતા ! જરા હાલરડાં ગાઓને કે હમણાં ઉંઘી જશે. ”

સ્નેહલતાએ તાલ અને સૂર ઉપર ધ્યાન આપ્યા વિના હાલરડાં શરૂ કર્યાં. બે એક હાલરડાં પુરાં થયાં એટલે એક નાટકી ચીજ ઉપાડી તે પછી એક ગરબો ગાયો. પણ બુચીનું રૂદન પ્રમાણમાં વધવા જ માંડ્યું એટલે સ્નેહલતાએ બુચીને ઘોડીયામાંથી બહાર કાઢી અને કહ્યું, "ભાભીજી! જરા જુઓને પેટમાં તો નહિ દુખતું હોય!"

ભાભીજી હાથમાં ફાનસ લઇને તેની વાટ ઉંચી ચઢાવતાં દોડયાં અને બુચીને પોતે પોતાના ખોળામાં લઇ લીધી. ખોળામાં સુવાડી થાબડી કરતાં ભાભીએ બુલંદ અવાજે હાલરડું શરૂ કર્યું. અવાજના પ્રચંડપણાથી હો કે થાબડીના ઝપાટાના જોરથી કહો પણ બુચી બેચાર મીનીટ રડતી રહી ગઇ અને એટલી વારમાં મેં પણ કહી નાખ્યું. "તમેએ જબરાં લાગો છો! ભાભી! આટલી વાર થયાં રડતી હતી. ટપ લઇને રહી ગઇ."

ભાભી આ અભિનંદનનો કૈંક ઉત્તર વાળે તે પહેલાં તો બુચીએ વધારે જોસથી ચીસ પાડી અને ખત્રળવા માંડ્યું. ભાભીએ ગાવાનું તેમજ થાબડી કરવાનું બંધ કરી એનું પેટ તપાસ્યું. પેટ તપાસવામાં ભાભી, ભાગીરથી, હું અને સ્નેહલતા બધાં જ હતાં. અમે ચારેએ નક્કી કર્યું કે પેટ ફુલેલું લાગે છે જ. તરત જ ભાગીરથીએ પોતાની પાનની ચમચીમાંથી પાન કાઢ્યું. એના ઉપર દીવેલ ચોપડવામાં આવ્યું અને તેને સહેજ ગરમ કરીને બુચીના પેટ ઉપર ચોડી દેવામાં આવ્યું. આ નવા પ્રયોગથી આશ્ચર્ય ચકિત થઇને બુચી દોઢ બે મીનીટ રડતી રહી એટલે અમને એમ લાગ્યું કે અમારી ચિકિત્સા તેમજ અમારો ઉપાય આબાદ નીવડયાં. પણ તરત જ પાછું બુચીએ રડવાનું શરૂ કર્યું. મોટાભાઇ સુવા જવાની તૈયારી કરતા અમારી પાસે આવ્યા અને બોલ્યા. "તમારામાંથી કોઇ કશું જાણતું નથી અને નાહક બુચીને સતાવો છો. એ ભુખી થઈ હશે. દૂધ પીવડાવોને એટલે ઉંઘી જશે. નાહક રાતના ઘુત માંડી બેઠાં છો."

અમે ચારે જણે તિરસ્કારયુક્ત સ્મિત કર્યું. મોટાભાઇ સુવા ઉપડી ગયા. ભાભીએ ભાગીરથીને કહ્યું. "જા જરા હીંગ આણ. હુંટી મધી ટેવલ એટલે હોંશિયાર હોઉન જાયેલ."

હીંગ સારા પ્રમાણમાં ખુચીની હુંટીમાં ઠાલવવામાં આવી પણ તેનું પરિણામ કશું જ આવ્યું નહિ. આથી સ્નેહલતા બોલીઃ "ભાભીજી, જરા શેક કરી જોઇએ ?"

ભાભી બોલ્યાંઃ "હા, એ પણ ખોટું નથી. અને કાલે સવારે દીવેલ આપી દેજો. આઠ દિવસ થાય એટલે દીવેલ તો આપવું જ. વચમાં વચમાં સોગઠી અને એળીઓ પણ આપતા રહેવું."

મેં સ્ટવ સળગાવ્યો. એ ત્રણ પોતાં તૈયાર થયાં અને ખુચીને પેટે ચમકા-ચોઢાડવાનું અમે શરૂ કરી દીધું. વચમાં મારી સૂચનાથી પેઇનકીલરનું એક ટીપું પણ એને પાઇ દીધું. ઘડીકમાં ખુચી શાંત રહે, અમે બધાં વગેસગે થવાની તજવીજ કરીએ એટલામાં પાછી તે ચીસ પાડીને ઉછળવા માંડે. કૈં કેટલાં હાલરડાં ગવાયાં, ગરબા ગવાયા, નાટકી ચીજો ગવાઇ. મેં કુતરાં, બીલાડાં તેમજ મરઘાં બોલાવી જોયાં. સિંહની ગર્જના પણ કરી જોઇ. ડાંઠીયો, બાવો, આંધળી ડોશી વગેરે આવીને ખુચીને આખીને આખી ખાઇ જવાની તૈયારી કરે છે એના પ્રયોગો પણ થઇ ગયા. ધીમે ધીમે ઘડીઆળમાં બાર વાગ્યા, એક વાગ્યો અને બે પણ થવા આવ્યા, રડતાં રડતાં ખુચીનો ઘાંટો બેસી જવા જેવો થઇ ગયો. સામા ઘાંટા પાડતાં અમારા ચારે જણના ઘાંટાને પણ તેવી જ અસર થવા માંડી. પણ ખુચીનું રડવાનું પત્યું નહિ. રાતના દાકતર બોલાવી શકાય એમ પણ હતું નહિ એટલે આમને આમ સવાર સુધી ખુચી રડયા જ કરશે તો શું થશે એ વિચારથી સ્નેહલતા રડવા બેઠી. આમને આમ સવાર સુધી જાગવું પડશે તો ઓફીસમાં કેવી રીતે જવાશે

એ વિચારથી હું રડી તો ન પડયો પણ રડવા જેવો તો થઇ જ ગયો. ભાભી અને ભાગીરથી બન્ને જણા ઘડીકમાં બુચીના પેટમાં દુઃખવાનું મટાડવાના નવા પ્રયોગો શોધી કાઢતાં તો ઘડીકમાં પોતે છોકરાંઓના કેવા કેવા વિકટ અને અસાધ્ય રોગો પણ પાંચ પાંચ મીનીટમાં આગળ મટાડેલા એ વિશે વાતો કરતાં હતાં. આમ કયાં સુધી ચાલત એ હવે કહી શકાય નહિ પણ એટલામાં મોટાભાઇ પોતાના ઓરડામાંથી ઉઠીને બહાર આવ્યા. એમણે નેપકીનથી ચશ્મા બરાબર સાફ કરીને નાકે ચઢાવ્યાં અને પછી કહ્યું. "હવે તમ'રે મારું સાંભળવું છે ? કે આખી રાત બુચીને રડાવીને એને સવાર સુધીમાં મારી નાખવી છે ?"

"પણ શું મને જાગવાનું મન થાય છે ? તમે જઇ સુઇ ગયા હતા અને અહિં અમારો તો દમ નીકળી ગયો." મેં કહ્યું.

"શું ધુળ સુઇ જાય ! એના કરતાં તો બેઠાં બેઠાં મેં વાંચ્યું હોત તો ઠીક થાત. તમે ચારે જણા હો હો કરી રહ્યાં હતાં એમાં ઉંઘ આવે જ કેમ ! પણ હવે આ બધા ઉપચાર માંડી વાળો. સ્નેહલતા, જાઓ, લેકટોજનની શીશી ઝટ તૈયાર કરી નાખો. રોજ નાંખતાં હો તેના કરતાં બમણો પાઉડર નાખજો."

"પણ–પણ એને ભારે પડશે તો નહિ ને ?" રડવાનું બંધ રાખી, ઉઠતાં ઉઠતાં સ્નેહલતાએ કહ્યું.

"અરે પડયાં ભારે ! ભુખી ટળવળાવ્યાં કરો છો એમાં ભારે શું પડવાનું હતું !"

સ્નેહલતા શીશી ભરીને લેકટોજન લઇ આવી. ભાભીએ બુચીને શીશી પાવા માંડી. પહેલો ઘુંટડો લેતાં લેતાં તો એણે ઘણું તોફાન કર્યું. કારણ કે બે અઢી કલાકના તોફાનમાં એને કૈં કૈં ઔષધના ઘુંટડા અમે પાઇ દીધા હતા. પણ એક ઘુંટડો જેવો

ગળે ઉતર્યો તેવી જ ઘુચી રડતી રહી ગઇ. આખી શીશી પી રહી એટલે તેણે હસવા ને રમવા માંડ્યું !

સ્ટવ, પોતાં, દીવેલની શીશી, પાન, હીંગની શીશી, પેઇન-કીલર, અમૃતાંજન, બે ત્રણ પંખા, બે ફાનસ, પાંચ સાત રમકડાં વગેરે ઉઠાવીને ભાગીરથી ઓરડામાંથી બહાર ગઇ. ન કળી શકાય એવા રોગની અદ્ભુત ચિકિત્સા કરી હોય તેમ મોટાભાઇ પ્રફુલ્લિત વદને સુવા ગયા.

ભાભી જતાં જતાં કહેતાં ગયાં. " જોજો, પાછાં કાલે દીવેલનું ભુલી નહિ જતાં. બરાબર એમ દવા આપતાં રહો તો આમ કૈં નહિ થાય. " સહેજ આઘાં જઇને પાછાં ભાગીરથી ભણી જઇને બોલ્યાં. " ઘણા છોકરાં ઉછેરીને મોટાં કર્યાં પણ આ તો કોઇ અજબ છોકરી છે ! પેટમાં દુ:ખે અને ઉપરથી લેકટોજન પીએ એટલે રડતી રહી જાય ! "

વિશેષ કહેવાનું કૈં પ્રયોજન નથી. આમાં ઘુચીને બોલતાં આવડતું હોત તો પાંચ સેકંડમાં સઘળો ખુલાસો થઇ જાત. પેટમાં ભુખ અને તે ઉપરથી આટઆટલી દવાઓ–એની અસર એણે કેવી રીતે નાબુદ કરવી ? એટલે મારું કહેવું તો એ જ છે કે બાલકોને જન્મથી વાચા આવે એવો પ્રબંધ થવો જોઇએ. જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી ' બાલ-ઉછેર ' એ વિષય સંબંધે લેખો લખવા એ માત્ર કાલનો નિરર્થક વ્યય કરવા જેવું જ છે.

આ લેખ લખવામાં અપહરણની ગંધ સરખી પણ કોઇને નહિ જણાય એટલા માટે એ રચવામાં જે જે સામગ્રીનો મેં ઉપયોગ કર્યો છે એ સર્વનું સંપૂર્ણ બ્યાન કરવા જાઉં તો તો જગ્યા ઘણી રોકાય. એટલે અહિં તો ટુંકમાં માત્ર ગ્રંથોનાં તેમજ લેખકોનાં નામ માત્રનો નિર્દેશ અને તે પણ અલ્પ પ્રમાણમાંજ કર્યો છે.

૧. આપણા વેદના વારાના તમામ ગ્રંથો.

૨. અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં જે જે ગ્રંથમાં ‘ બાળ ’ અને ‘ ઉછેર ’ એ શબ્દો આવ્યા છે તે તે ગ્રંથ.

૩. ફારસી અને અરબ્બીમાંથી શેખસાદી, ઉમ્મર ખય્યામ અને ફીરદુસી.

૪. રશિયન: ટોલ્સ્ટૉય, શેહોવ, ડોસ્ટોવેસ્કી, મેક્સીમ ગોરકી.

૫. ઇટાલિયન : ગેબ્રીઅલ દેનનઝીઓ.

૬. જરમન : રેમાર્ક, એમીલ લડવીગ.

૭. ચાઇનીઝ : કોન્ફ્યુશીઅસ.

૮. નોરવે : હેન્રીક ઇબ્સન.

૯. બેલજીઅમ : મોરીસ મેટરલિંક.

આ સિવાય ફ્રેંચ, સ્પેનીશ, હંગેરિયન, સ્વીડીશ વગેરે અનેક ભાષાના અનેક ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

# ધૂણીના ત્રાસ

રાતના દસ સાડા દસનો સુમાર હશે. મહાલક્ષ્મીને ત્યાં બેત્રણ દિવસમાં લગ્ન હતાં એટલે માંડવો બંધાઇ ચુકયો હતો પણ કરસરના સારા ગુણને લક્ષમાં રાખી માંડવામાં વિજળીના દિવા રાખવામાં આવ્યા નહતા. માત્ર એક મેંટલના ફાનસથી આખો માંડવો અજવાળવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. મહાલક્ષ્મીનું ઘર સુરતની એક ગલીમાં હતું. અને તેમાં પણ માંડવો તેના આગલા નાનાં ફળીયાંમાં જ હતો, એટલે રસ્તાની આવરજાવરનો ભો ન હતો. ગલીમાં બીજે બધે શાંતિ પ્રસરી રહી હતી, માત્ર આ માંડવામાં પાંચ છ બૈરાં સાદડી ઉપર બેઠાં બેઠાં, લગ્નમા ઉજાગરા કરવા જ જોઇએ એ જુની પણ વાજબી પ્રણાલિકાને અનુસરીને ગપ્પા મારતાં બેઠાં હતાં.

બીજે દિવસે જમણમાં શાક શાં કરવાં ત્યાંથી માંડીને વહેવાઇઓને કેવી રીતે પજવવા, અસલના ધારા કેટલા સારા છે, મજુરણોનો વધી ગયેલો દર, નોકરોને મેળવવાની હાડમારી વગેરે અનેક નાના મોટા પ્રશ્નો ત્યાં રસભર્યા ચર્ચાઇ રહ્યા હતા. એમ કરતાં બારણે સાડા અગીયારના ટકોરા થયા, એટલે એ બધાંમાંથી સૌથી જુવાન સ્ત્રી બગાસાં ખાતી ઉભી થઇ.

“ કેમ ? અત્યારમાં ચાલવા માંડયું ? ” મહાલક્ષ્મીએ પુછ્યું. “ ઘેર કાંઈ કામ વહી જાય છે ? ”

" કામ તો અત્યારે હવે શું હોય ? " કનકગવરીએ જવાબ દીધો. " પણ તમે એમનો સ્વભાવ તો જાણો છો ને ! દસ–અગી-આર વાગ્યા એટલે સુઇ જવું જ જોઇએ. "

" હવે જાણ્યું જાણ્યું બધું ! " ચંદનબ્હેને પાનની પટ્ટી મોંમાં મુકી, ઉપર તમાકુની ચપટી લેતાં કહ્યું. " તમારા એનો સ્વભાવ અમે જાણીએ છીએ; બેસોને. "

" ના, બાઇ, ના, તમારે બધાંને એ સ્વભાવ જીરવવો પડતો નથી ને. " જતાં જતાં કનકગવરી બોલી.

એ ગઇ એટલે મૂર્યલક્ષ્મીએ ખડખડાટ હસીને કહ્યું, " જોયું ? બચારી ધણીના સ્વભાવથી ગભરાઇ ગભરાઇને પાણીમાં ચણો સુકાય તેવી સુકાઇ ગઈ છે ! "

" અરે, વાત જવા દોની. " નંદગવરી એક હાથે માથું ટેકવી સાદડી ઉપર સોડય ખેંચતાં ખેંચતાં બોલી. " એ કનકને તો હું સારી રીતે ઓળખું છું–આવડી હતી. ત્યારથી. એના ત્રાસમાં ને ત્રાસમાં એનો ધણી અરધો થઇ ગયો છે અને સાસુ નાના છો-કરા જોડે મુંબઇ રહે છે અને પાછી કહે છે કે એના ધણીના સ્વભા-વથી એ ગભરાય છે ! "

વાત આગળ ચાલી. કનકગવરીની સાત પેઢી ઉખેડાઇ. તે ઉપરથી બીજી વાતો ચાલી, એટલામાં ચંદનબ્હેનને કાંઇક સ્ફુરી આવ્યું અને બોલી:–" આવો કહ્યાગરો ધણી મળ્યો છે છતાં કનકને આટલું ખુંચે છે તો અમારા જેવા ધણી એને મળ્યા હોત તો તો કોણ જાણે શું એ કરત ? ઝેર ખાઇને જ મરત. "

" કેમ ? તમારા શા ખોટા છે ? તમને શું દુ:ખડાં દઇ ખ્યાં ? " મહાલક્ષ્મીના વૃદ્ધ ગંગાસ્વરૂપ કાકીજીએ તપકીરનો . લેતાં કહ્યું.

# ધણીના ત્રાસ

રાતના દસ સાડા દસનો સુમાર હશે. મહાલક્ષ્મીને ત્યાં ખેત્રણ દિવસમાં લગ્ન હતાં એટલે માંડવો બંધાઇ ચુકયો હતો પણ કરસરના સારા ગુણને લક્ષમાં રાખી માંડવામાં વિજળીના દિવા રાખવામાં આવ્યા નહતા. માત્ર એક મેંટલના ફાનસથી આખો માંડવો અજવાળવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. મહાલક્ષ્મીનું ઘર સુરતની એક ગલીમાં હતું. અને તેમાં પણ માંડવો તેના આગલા નાનાં ફળીયાંમાં જ હતો, એટલે રસ્તાની આવરજાવરનો ભો ન હતો. ગલીમાં બીજે બધે શાંતિ પ્રસરી રહી હતી, માત્ર આ માંડવામાં પાંચ છ બૈરાં સાદડી ઉપર બેઠાં બેઠાં, લગ્નમાં ઉજાગરા કરવા જ જોઇએ એ જુની પણ વાજબી પ્રણાલિકાને અનુસરીને ગપ્પા મારતાં બેઠાં હતાં.

બીજે દિવસે જમણમાં શાક શાં કરવાં ત્યાંથી માંડીને વહેવાઇઓને કેવી રીતે પજવવા, અસલના ધારા કેટલા સારા છે, મજુરણોનો વધી ગયેલો દર, નોકરોને મેળવવાની હાડમારી વગેરે અનેક નાના મોટા પ્રશ્નો ત્યાં રસભર્યા ચર્ચાઇ રહ્યા હતા. એમ કરતાં બારણે સાડા અગીયારના ટકોરા થયા, એટલે એ બધાંમાંથી સૌથી જુવાન સ્ત્રી બગાસાં ખાતી ઉભી થઇ.

“ કેમ ? અત્યારમાં ચાલવા માંડયું ? ” મહાલક્ષ્મીએ પુછ્યું. “ ઘેર કાંઈ કામ વહી જાય છે ? ”

હવે કહે છે કે બબ્બે ઘરનો ખરચ માથે પડયો. હવે એમને નભાવે એમાં એ સપાડું પણ શું કરે છે ? ”

“ પણ નભાવે છે જ કોણ ? ” નંદનગવરીએ ઝંપલાવ્યું. “મહિને પંદર રૂપીઆ તો એ વિધવાનો જેઠ આપે છે અને પાંચેક રૂપીઆ પેલા ફંડમાંથી મળે છે. છોકરો બિચારો માફીમાં ભણે છે. આ કલાંઠ એક રાતી પાઈ પણ આપવા દે એમ છે ! એ તો કોઈક વખત છાના છપના એ પાંચ રૂપીઆ એનો ધણી જઈને બહેનને આપી આવે તે જ તો—અને તેમાં પણ જો ભુલેચુકે ખબર પડી તો પંદર દિવસની ઘેર હોળી પ્રકટાવે એવી એ છે. એને કાચી પોચી નહિ સમજતાં.”

“ એ વાત મારાથી કયાં અજાણી છે ? ” ગં. કાકીજી બોલ્યાં. “ ગરીબડા ધણીને પાંદડે પાણી પાય છે, પણ એમાં નવાઈ શી ? કુવામાં હોય તો હવાડામાં આવે કેની ! એ ચંદન તે પેલી દુર્ગા ભાડભુજીની જ છોકરી.”

આવી વૃદ્ધા તરફથી ઝપાટો આવતાં ચંદન ખંચાઇ તો ગઇ, પણ હિંમતથી સામે થઇ. " તે અમને ગમે તેવાં દુઃખડાં એમણે આપ્યાં હશે તે મારે ડમ ડમ કરીને આખા ગામમાં ઉઘાડાં પાડવાં ? "

" ઉઘાડા પાડવાનું કોણ કહે છે ? " ગં. કાકીજીએ જવાબ દીધો. " આ તો તું બોલે છે ત્યારે પુછવું પડે છે. કાંઇ ડહામ દીધા કે સોટીનો માર માર્યો કે શું કર્યું ? "

" ડહામ અને સોટીના માર એ જ દુઃખ કહેવાતાં હોય તો એ તો એમણે નથી દીધાં. " ચંદને કહ્યું. " આ તો એમને પગાર ઓછો એમાં બબ્બે ઘર ચલાવવાં—અમારૂં અને એમની વિધવા બહેનનું. "

" પણ એવાં બબ્બે ઘર ચલાવો છો શા માટે ? " મહાલક્ષ્મી બોલી. " તમારાં નણંદ અને તેનો એક છોકરો—એટલાં જ કેની ? એટલાં ઘરમાં ક્યાંય સમાઇ જાય ! "

" તમારે ક્યાં રાખવાં છે તે પંચાત ! " ચંદને જવાબ વાળ્યો. " એક ગામમાં સમાઇ શકતાં નથી તે એક ઘરમાં તે કેમ સમાય ? પોતાની સ્થિતિ જાણે છે છતાં છોકરાને ય હજાર લાડ લડાવવાં જોઇએ. મહિને દસ શેર ઘી અને સાત શેર તો તેલ જોઇએ છે ! એ તો બાઇ, પારકે ભાણે મોટો લાડુ. પણ ચાઆલો. બા, હવે તો જાઉં છું. " આટલું કહીને આ વિષય અદ્ધર રાખીને જ ચંદનગવરી સભાગૃહ છોડીને ચાલી ગઇ.

એ ગઈ એટલે સૂર્યલક્ષ્મીએ કટાક્ષમાં સ્મિત કર્યું અને કહ્યું, " આ બબ્બે ઘર ચલાવનાર જોઇ કે ? હડહડતું જુઠું બોલતાં એને કશી શરમ કે લાજ છે ? બિચારી નણંદનું બધું ઘરેણું અને થોડાઘણા રોકડ રૂપીઆ હતા તે બધું હજમ કરી ગઇ અને

હવે કહે છે કે બબ્બે ઘરનો ખરચ માથે પડયો. હવે એમને નભાવે એમાં એ સપાડું પણ શું કરે છે ?"

"પણ નભાવે છે જ કોણ ?" નંદનગવરીએ ઝંપલાવ્યું. "મહિને પંદર રૂપીઆ તો એ વિધવાનો જેઠ આપે છે અને પાંચેક રૂપીઆ પેલા ફંડમાંથી મળે છે. છોકરો બિચારો મારીમાં ભણે છે. આ કલાંઠ એક રાતી પાઇ પણ આપવા દે એમ છે ! એ તો કોઇક વખત છાના છપના એ પાંચ રૂપીઆ એનો ધણી જઇને બહેનને આપી આવે તે જ તો—અને તેમાં પણ જો ભુલેચુકે ખબર પડી તો પંદર દિવસની ઘેર હોળી પ્રકટાવે એવી એ છે. એને કાચી પોચી નહિ સમજતાં."

"એ વાત મારાથી ક્યાં અજાણી છે ?" ગં. કાકીજી બોલ્યાં. "ગરીબડા ધણીને પાંદડે પાણી પાય છે, પણ એમાં નવાઇ શી ? કુવામાં હોય તો હવાડામાં આવે કેની ! એ ચંદન તે પેલી દુર્ગી ભાડભુજીની જ છોકરી."

આ ઉપરથી ચંદન પોતાના ધણીને કેવે કેવે પ્રકારે સતાવે છે તેનું રસાત્મક વર્ણન થયું. ચંદનની મા દુર્ગી ભાડભુજીએ પોતાના ધણીને લાલચોળ તવેથાથી કેવો ડહામ્યો હતો તેની વાતો પણ થઇ.

'એ ચંદન તો જેટલી બહાર છે એટલી અંદર છે.' સૂર્યલક્ષ્મી બોલી, 'એની નણંદ તો બિચારી ભગવાનનું માણસ છે; ઘરમાં રાખી શકતી નથી; તો મારા જેવાં સાવકાં છોકરાં ઉછેરવા પડતાં હોય તો તો કોણ જાણે શું નું શું કરી નાખે! પણ મારાથી સું કે ચાં નથી થઈ શકતું. એ સાવકાંને હાથમાં ને હાથમાં રાખું છું છતાં એ શયતાનો એવાં છે કે ત્રીજે દહાડે એમની આગળ કાંઇને કાંઇ જુઠી રાવ ખાય અને પછી બસ ઘરમાં અમારા પિયુજી આકાશ ને પાતાળ એક કરી નાખે. હું ખરૂં કહું છું કે ગરીબ ઘર જોજો,

પણ કોઇ પોતાની છોકરીને માટે જ્યાં સાવકાં છોકરાં હોય ત્યાં વર નહિ શોધજો. આવડી ઉમ્મરે પણ હું એક દિવસ સુખમાં બેઠી નથી.' આટલું કહેતાં કહેતાં તો સૂર્યલક્ષ્મીના બસો ?રતલી શરીરની ઝીણી આંખોમાં પાણી આવી ગયાં.

'હોય બાઇ હોય, બધાંને કાંઇને કાંઇ દુઃખ તો હોય જ ને.' ગં. કાકીજી ઠાવકાઇથી બોલ્યાં, 'મા બાપે તમારે માટે પૈસાદાર સાસરૂં જોયું, સારો ધણી જોયો, વળી સાસુ, સસરા, નણંદ, દિયર કોઈ નહિ. પછી કેટલુંક જુવે ?'

'અરે ! એ પૈસા ઉપર તે શું પૂળો મુકવો છે ? " આવેલાં આંસુ લુછતાં સૂર્યલક્ષ્મીએ ધડાકો કર્યો. " અને આવાં સેતાન જેવાં સાવકાં છોકરાં કરતાં તો સાસુ-સસરા હજાર દરજ્જે સારાં. અને ધણીમાં સારૂં શું જોયું ? એ પરણ્યા મને તે તો આ પોતાની પહેલીવારનીનાં છોકરાં ઉછેરવા -સમજ્યાં ! તો પાસે પૈસા હતા તો બૈરી પરણ્યા એના કરતાં દાયણો રાખીને છોકરાં ઉછેરવાં હતાં ને. "

" હા, તમારી વાત પણ સાચી છે. " મહાલક્ષ્મી બોલી.

" પણ ચાલો, વળી મોડી જઇને મોડાં ઉઠીશ તો એ અમારાં લાડકવાયાં છોકરાંઓને વહેલી ચહા નહિ પવાય. અને એમ થાય તો તો એમની નાજુક તબીયત બગડી જાયને ! એટલે એમના બાપ મને કાપીને કકડા જ કરી નાખે. " આટલું કહી સૂર્યલક્ષ્મીએ પોતાના ઘરનો રસ્તો લીધો.

'ગરીબડી સૂર્યલક્ષ્મી ! સાવકાં છોકરાંને હાથમાં ને હાથમાં રાખીને બધા હાથ ઘસી નાખ્યા એણે !' ગં. કાકીજી કટાક્ષથી હાસ્ય કરતાં બોલ્યાં.

‘ હા રે હા, એની પાંચ મણની કાયા બધી કથળી ગઇ. ’ નંદનગવરીએ પૂર્તિ કરી.

‘ જાણે આપણે એના ઘરનો ઇતિહાસ નહિ જાણતાં હોઇએ તેમ, ’ મહાલક્ષ્મી બોલી ‘ એ બન્ને સાવકાં છોકરાં કેવાં બચારાં ડાહ્યાં, કામગરાં અને ગરીબ સ્વભાવનાં છે ! અને એનો ધણી તો કાંઈ કેટલી વાર આ ઘરમાં આવીને અમારી આગળ પોસ આંસુએ રડયો છે. આ વાઘણને એનું છે કાંઇ ! અને પાછી કહે છે કે એને એના ધણી તરફનો ત્રાસ છે ! ’

‘ વચમાં એ મહીનો જાત્રા કરવા ગઇલી ત્યારે એ છોકરાંઓને મોંયે લાલી આવી હતી અને ધણી પણ જંપીને બેઠો હતો–પણ પાછાં માતાજી આવ્યાં એટલે થઇ રહ્યું. ’

નંદનગવરીએ કહ્યું. ‘ પણ એ તો દુનિયાનો ધારો જ કેની કે જેને દુઃખ નથી એ જ દુઃખ રડયા કરે. આપણા જેવાંને માથે દુઃખનાં ઝાડ હોય તોપણ મોંમાંથી ઉની વરાળ સરખી કાઢતાં નથી. ’

‘ અલી નંદન, તને વળી ક્યાં દુઃખનાં ઝાડ ઉગ્યાં ? કહે તો ખરી, ” ગં. કાકીજીએ પુછ્યું.

‘ કાકીબા, એ તો દરેકને પારકે ભાણે મોટો લાડુ લાગે. તમને તો એમજ લાગતું હશે કે નંદન તો ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલેજ કરતી હશે. ’ નંદનગવરીએ બચાવ રજુ કરતાં કહ્યું, જેને છોકરાં નહિ તેના તે બળ્યા અવતાર છે ? એમની આંખ તો જોઇ જોઇને ભાઇઓના દિકરા ઉપર જ ઠરી રહે છે અને આટલું મળતર છે છતાં હું પાંચ પૈસા ખરચું તે એમને નહિ ગમે. ત્રીજે દિવસે ‘ તું તો મને ભીખ મંગાવવાની છે ભીખ ’ વગેરે શબ્દો મારે સાંભળવાના જ રહ્યા. છતાં ભાઇના છોકરાંને આજે આ તો કાલે પેલું એમ અપાવતાં કાંઇ ભીખ મંગાતી નથી ! ત્યારે મારે તો પેટ

પાટા બાંધવા તે જેઠ અને દિયરનાં છોકરાંઓ માટે જ ને? પણ ચાલો, બાઇ, એમ વાત કર્યે દુઃખડાં ઓછાં થવાનાં હતાં!' આટલું બોલી નંદનગવરીએ પોતાના ઘરનો માર્ગ લીધો.

એના ગયા પછી મહાલક્ષ્મીએ મોં બગાડ્યું અને કહ્યું. 'આ જોયું? કાકીજી, આ નંદનબહેનને ધણીનો ત્રાસ છે. એને પરણ્યાને ત્રીસ પાંત્રીસ વરસ તો થવા આવ્યાં હશે, પણ હજી છોકરાં ક્યારે થાય એની એ જ લલુતા એને રહી ગઇ છે.'

'તે મારૂં ક્યાં અજાણ્યું છે?' કાકીજી બોલ્યાં. એને એક દીકરી તો થયેલી, પણ વરસ દિવસની થઇ ઉંટાટીયાંમાં મરી ગયેલી. પછી એને કાંઇ થયું જ નહિ. પણ એ છોકરી ગઇ ને એણે એના ધણીને ઠરીને બેસવા દીધો નથી. ધણીને મળતર સારૂં અને ભાઇઓ બચારા ગરીબ એટલે એ પાંચ પૈસા આપતો હશે તે આ બાઇથી ખમાતું નથી.

'હા રે હા' મહાલક્ષ્મીએ કહ્યું.' જેઠ અને દિયરના છોકરાં જુએ છે ને એની આંખમાં ઝેર આવે છે. અને કાંઇ ગાળો દે છે ગાળો! અને આખો વખત સાધુ, જતી, બ્રાહ્મણો, વગેરેમાં ભટક્યા કરવું અને તે લોકો આની પાસેથી જોઇએ તેટલા પૈસા પડાવી જાય છે.'

'નસીબમાં નહિ છોકરાંનું સુખ લખ્યું હોય તો એ બ્રાહ્મણો કે જતી અપાવવાના હતા? કાકીજી બોલ્યાં. 'એના કરતાં આ છે છોકરાં એમને પાંખમાં દાબીને બેસતી હોય તો કેવું!'

'અરે નરી ડાકણનો અવતાર છે,' મહાલક્ષ્મી બોલી. 'અને એનો ધણી તો કેવો ભગવાનનો અવતાર છે, અને એને આ કુભારજા હેરાન હેરાન કરે છે. અને એની છોકરી ગઇ તે ગઇ; મને યાદ નથી કે દિયર જેઠનાં છોકરાં એને ત્યાં એક ટંક પણ સુખથી સર અવસરે

જન્મ્યાં હોય. એ કનક, ચંદન, સૂર્યલક્ષ્મી અને નંદન અમથી પોતાના ધણીઓને વગોવે છે. જાતે જ કજાત અને દોષ બધો ધણીઓનો. સાચું કહેજો કાકીજી, મારે આટલાં માણસોને પોસવાં પડે છે, પણ હું એક શબ્દ કોઇવાર બોલી છું ? તમે જ મારે ત્યાં આજ કેટલાં વરસ થયાં છો. હું પરણીને આવીને આજ અઠાવીસ થવા આવ્યાં અને હું આવી ત્યારનાં તમે તો અહિં હતાં; છતાં તમને યાદ છે કે મેં તમને એક કડવો સુખન કહ્યો હોય ? "

" બધાં માણસો કાંઇ તમારા જેવાં દોલા દિલના હોય છે ?" કાકીજીએ મીઠાશથી જવાબ વાળ્યો.

" નણંદનાં છોકરાં, દિયરનાં છોકરાં, તમે, દોસ્તદારો, વગેરેની પોઠો આ ઘરમાં તો પડી જ હોય છે. કેટલીક વાર તો મને એમ થઇ જાય છે કે આ તે ઘર છે કે ધરમશાળા ? પણ મેં એક હરફ મોંમાંથી કાઢ્યો નથી. પીયરમાંય વહીતરાં હતાં નસીબમાં અને સાસરે પણ વહીતરાં છે, તે કરી છુટીશું. અને આટઆટલું કરતાં છતાં પણ કોઇ દિવસ જશ મળ્યો છે મને ?" આટલું કહેતાં કહેતાં મહાલક્ષ્મીની આંખો ભીની થઇ ગઇ અને એવી જ અવસ્થામાં એ ઉભી થઇ અને ઘરમાં ગઇ. જતાં જતાં બોલી ગઇ: "કાકીજી જો જો પાછાં બારણાં ખુલ્લાં રહી નહિ જાય ! કારણ કે ઉઘાડાં રહી જશે તો મારૂં જશે, તમને કાંઇ ખોટ નહિ આવે."

" હા, દઇ દઇશ હોં. " કાકીજી બોલ્યાં અને પછી મહાલક્ષ્મી ગઇ એટલે મનમાં જ એમણે કહ્યું: " બીજી બૈરીઓનાં વાંકાં બોલવામાં પહેલો નંબર અને પોતાની જીભે તો ઝેર વસ્યું છે. હું આટલા વરસથી પડી છું અને બે ટંકના અનાજ ઉપર ચાકરડી કરતાં વધારે વહીતરૂં કરૂં છું તેનો આ જશ ! બાઇજી, તારૂં ચાલે તો તું મને, નણંદના છોકરાંને, દિયરનાં છોકરાંને, દોસ્તદારોને વગેરેને

એક દહાડો ઘરમાં ટાંટીયો મુકવા દે નહિ, પણ શું કરે ? મારો ભત્રીજો પેલી બધીઓનાં ધણી જેવો ગરીઅડો નથી એટલે બાઇજી શાંત રહ્યાં છે, છતાં લાગ આવે મહેણાં મારવામાં કોઇથી ગાંજ્યાં જાય એમ નથી. આ બધીઓને આટલી બધી બકરકુદી સુઝે છે અને ધણીઓ વસમા લાગે છે, પણ એ નહિ હોય ત્યારે ખબર પડે કે કેટલી વીસીએ સો થાય. અમે અમારા અવતાર ઉપરથી જાણીએ છીએ ને. " આવા વિચારો કરતાં ગં. સ્વરૂપ કાકીજી ઉઠયાં. ચાકરને બોલાવી મેંટલનો દિવો હોલવાવ્યો અને બધાં બારણાં દેતાં દેતાં પરસાળમાં પોતાનો ખાટલો પડયો હતો ત્યાં જઇને સુઇ ગયાં.

31,149

## પુસ્તકાલયો માટે સર્વોત્તમ તક

# “ગુણસુન્દરી” માસિકની ફાઈલો

માસિકની શરૂઆતથી-સપ્ટેમ્બર ૧૯૨૩થી માંડીને ઓગસ્ટ ૧૯૩૪ સુધીના પાકા કાપડી પૂઠાંમાં બાંધેલા—છ છ માસના અંકના પુસ્તકો-પુસ્તક ૧ થી પુસ્તક ૨૨ સુધીનો સંપૂર્ણ સેટ મેળવી લ્યો.

**મૂલ્ય: દરેક પુસ્તકનું રૂ. ૨-૮-૦ : પોષ્ટેજ અલગ**

❀ ❀ ❀

## તમારા બાલકો માટે નિર્દોષ અને પ્રેરક વાચન

# “ગુણસુન્દરી” બાલવિભાગનાં પુસ્તકો

**પુસ્તક ૧લું, ૨જું અને ૩જું.**

બાળોપયોગી સુંદર પાઠો, વાર્તાઓ, પ્રવાસવર્ણનો, કાવ્યો, પત્રો, પ[illegible] બાબતો આ પુસ્તકોમાં મળશે; [illegible] પૂર્વ આનંદ મેળવશે.



**મૂલ્ય: દરેક પુસ્તકનું રૂ. ૧-૦-૦ : પોષ્ટેજ: ૦-૨-૩**

[ “ગુણસુન્દરી”ના ગ્રાહકોને વીસ ટકા વળતર મળશે. ]

વ્યવસ્થાપક “ગુણસુન્દરી”, ૧૧૪ ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.